# પ્રકાશકનું નિવેદન

હિંદનાં વિવિધ જીવનક્ષેત્રોમા ઝપલાવીને, ગુલામીમા સપડાયેલા આપણા રાષ્ટ્રજીવનનુ નવઘડતર કરનાર ગણાય એવા કેટલાક મહાપુરુષોની જીવનકથાઓ ગુજરાતી ભાષામા ઉતારવી ઘટે, એવા વિચારથી પ્રેરાઈને વિદ્યાપીઠે તેને સોંપવામા આવેલી શ્રી સૂરજબહેન પટેલ સ્મારક ગ્રંથમાળામા એવા ચરિત્રો પ્રસિદ્ધ કરવાનુ નક્કી કર્યું હતુ તે અનુસાર અત્યાર સુધીમા કેટલુક કામ થયુ છે આ કામ મુખ્યત્વે ભાઈ ચૂનીલાલ બારોટે કર્યુ, જેને લઈને અત્યાર સુધીમા સદ્‌ગત માળામાં શ્રી પ્રફુલ્લચંદ્ર રાય તથા શ્રી ફીરોજશાહ મહેતાના ચરિત્ર બહાર પડી ચૂક્યા છે આ ત્રીજુ પુસ્તક છે અગાઉના પુસ્તકોની જેમ આ પણ વાચકોને ગમશે એમ માનુ છુ ચોથુ પુસ્તક શ્રી ઍની બેસન્ટ વિષે છે, તે હવે પછી હાથ ધરાશે

"બંગમ્બરી" શ્રી સુરેન્દ્રનાથ બૅનરજી વિષે નવી પેઢીએ જાણવા જેવુ ગણાય તે દ્વારા તેમને જીવનમા પ્રેરણા મળે એવી વ્યક્તિ તે હતા ૧૯મા સૈકામા નવજવાનની મહત્ત્વાકાંક્ષાનું ઉત્તમ લક્ષ્ય 'આઈ સી એસ' થવુ, અને તે રીતે દેશના રાજ્યતંત્રહીતરમા ભાગ લેવા દ્વારા તેની સેવા કરવી, એ હતુ આજેય એને જ મળતું વાતાવરણ ચાલુ છે, જોકે એમા સેવાભાવ કમી થતો ગયો છે શ્રી સુરેન્દ્રનાથ એમના કાળમાં આવા એક 'હોનહાર' નવજુવાન હતા પણ તેમા તેમને હતાશા મળી નહીં કે તે 'આઈ સી એસ'મા નાપાસ થયા, પરન્તુ પાસ કરીને નોકરી પર જોડાયા બાદ, તે એના ચોકઠામા સમાઈ ન શક્યા એમનુ વ્યક્તિત્વ એ રીતે નમાઈ જઈને જનમાવભર ગબડ્યા કરે એવુ નહોતુ, એમ જણાયુ એટલે તેમણે પોતાનુ જીવનકાર્ય દેશસેવાની નોકરીમા વાળ્યુ અને તેમાં આખુ આયુષ પૂરુ કર્યું આપણા દેશમાં આ રીતે 'આઈ સી એસ'—એવરેસ્ટે ચડી આવેલી પણ ત્યાં ઘર ન કરી શકવાથી ઊતરી આવેલી નવજવાન પરંપરા

ટીક ટીક છે સદ્‌ગતોમાં શ્રી અરવિંદ, સુભાષચંદ્ર બોઝ આદિ ગણાવી શકાય, વિદ્યમાનોમાં શ્રી કામત, શ્રી આર. કે પાટીલ જેવાને કહી શકીએ

શ્રી સુરેન્દ્રનાથનું રાજદ્વારી કૉંગ્રેસનું હતું બંગભંગ યુગમાં એમની કીર્તિનો કળશ ટોચે પહોંચ્યો તે બાદ ૧૯૧૯નો મૉન્ટેગ્યુ-ચૅમ્સફર્ડ-સુધારાનો યુગ આવતાં, તે એના કામમાં જોડાયા અને કૉંગ્રેસની આગળની આગ ી કૂચમાંથી છૂટા પડી, રાજ્યવહીવટ મારફતે બનતી સેવા કરવામાં લાગ્યા તે ત્યારે ૭૨ વર્ષના વૃદ્ધજન હતા પરંતુ દેશકાર્યમાં થાક કે નિવૃત્તિ ન લભે એ સૂત્ર ત્યારથી આપણા દેશસેવકોએ ચાલુ કર્યું હતું એવો દીક્ષાભાવ આજ પણ ચાલુ છે, હવે તે સુકાતો જાય છે અને તેની જગ્યા ઐશ્વર્યભાવ તો નથી લેતો હતો, એવી બીક રહે છે

નવા સુધારાની ૧૯૨૦-૫ની પચવર્ષી પૂરી કરી પાછા તે પોતાનાં લોકહિતવાદી કામે લાગ્યા તે પત્રકાર હતા, પોતાનું 'બંગાળી' નામે પત્ર પાછું સંભાળ્યું હિંદના જાહેરજીવનનો આ યુગ ઉપનિષદના પેલા મંત્રથી ધબકતો હતો — 'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शत समा' શ્રી સુરેન્દ્રનાથ તે શ્રદ્ધાથી ચાલનારા કર્મવીર હતા પરંતુ એની સાધના આટલે આવતાં ખૂટી અને તે ૧૯૨૫માં દિવંગત થયા

એ મહાન વક્તા હતા એમનો બુલંદ અવાજ આજેય મારા કાનમાં ઘૂઘવતો યાદ કરી શકુ છુ હુ કૉલેજમાં હતો ત્યારે હિંદના દાદા શ્રી દાદાભાઈ ગયા તે નિમિત્તે મુંબઈમાં એક સભા યુનિવર્સિટીના સેનેટ હૉલમાં યોજવામાં આવી હતી સદ્‌ગતને અંજલિ આપતા એ દેશભક્તની વક્તૃત્વશક્તિ જોઈને હુ મુગ્ધ થઈ ગયો તે 'લાઉડ સ્પીકર'નો જમાનો નહોતો તેવી યંત્રશક્તિ વગર પણ માનવકંઠ કેવું કામ દઈ શકે છે, એ જોવા મળતું હતું આજે એને મળતી શક્તિ જોવા મળતી નથી. એ 'વિક્ટોરિયન' યુગની અંગ્રેજ સંસ્કૃતિ આજે એ દેશમાં પણ રહી નથી, તો અહીં તો ક્યાંથી જ જોવા મળે!

શ્રી સુરેન્દ્રનાથે જીવનમાં કલમ, કંઠ અને કાર્યની જે અનોખી શક્તિ દાખવી દેશનું નાવ આગળ લેવામાં પોતાનો ફાળો આપ્યો, તેવી શક્તિઓ

આજે જરૂરની નથી એમ નથી કહેતો. આજે વિશેષે કરીને અને વિપુલ પ્રમાણમાં તે જરૂરી છે. તેમનું યુગાનુકૂલ રૂપાંતર થવું જોઈએ, એમ ખરું. તે તો આપોઆપ થાય છે; પણ તે આદર્શથી નવી પેઢીનું પ્રયાણ થવું જોઈએ. આવાં પુસ્તકો તેવી પ્રેરણા અર્પે, એ આશાથી પ્રસિદ્ધ કરવામાં આવે છે. વિદ્વાન અભ્યાસીઓ આવાં ચરિત્રો હવે ઝપાટાબંધ તૈયાર કરીને ગુજરાતને ચરણે ધરે, એવી વિનંતી છે. ભાઈ નગીનદાસે આ પુસ્તકનો આમુખ લખી આપ્યો તે બદલ તેમનો આભાર માનું છું.

૩–૫–'૬૦

## લેખકના બે બોલ

શ્રી સુરેન્દ્રનાથના જીવનનો સૌથી મહત્ત્વનો બનાવ એ આઈ. સી. એસ.માંથી કરાયેલી એમની બરતરફી છે. એ બરતરફી એક નાનકડી બેદરકારીના મોટા પરિણામરૂપ હતી. છતાં એ એમને મળી ન હોત તો એ આપણા એક આદ્ય અને મહાન રાજકીય નેતા બનત કે કેમ એ શંકા છે. એમની શક્તિ દાબી દબાય એવી નહોતી. અનેક કાતિલ રોગો દ્વારા ઝડપી લેવા મથતા યમરાજનો સામનો કરતાં કરતાં જેમ જીવનનું બળિયું બાળક મોટું થાય છે, એમ જ અનેક વિરોધી બળોનો સામનો કરતાં કરતાં ને અનેક પડકારો સામે ઝૂઝતાં ઝૂઝતાં શ્રી સુરેન્દ્રનાથનું જીવન એક પછી એક સિદ્ધિઓ જ પ્રાપ્ત કરતુ ગયું છે. ગોરાઓની ઈર્ષા એમને આઈ. સી. એસ. થવા દેવા જ નહોતી માગતી, પણ લડી લડીને એ આઈ. સી. એસ. થયા; અને મૅજિસ્ટ્રેટ નિમાયા છતાં છેવટે બરતરફ જ થયા! આ બરતરફી જાણે દૈવદત્ત હતી. આઈ. સી. એસ.માં વળી હિંદીઓને શું કરવા છે, એ ગોરાઓની વૃત્તિનો એમને પ્રત્યક્ષ પરિચય થયો. અને હિંદીઓનો એમાં દાખલ થવાનો જન્મસિદ્ધ અધિકાર પ્રત્યક્ષ સિદ્ધ કરવા બંધારણીય પણ આક્રમક હિલચાલો કરવાના એમના નિશ્ચયનું બીજ નંખાયું. લગભગ એક વર્ષ એ બરતરફી નિવારવા એઓ મથ્યા, લડ્યા — પ્રથમ મિ. સુથરલૅન્ડની સાથે, અને પછી હિંદી સરકાર સાથે. પણ એમના હાથ હેઠા પડ્યા ત્યારે એમણે લખ્યું છે કે 'મરણની કટુતામાંથી હવે હું છૂટ્યો!' પણ એમની અંગત મહત્ત્વાકાંક્ષા પૂરતા જ એ વખતે એ છૂટ્યા. પોતાના દેશની સૌથી મહત્ત્વની અને ઊંચામાં ઊંચી નોકરીમાં જોડાવાના તથા દેશનો વહીવટ કરવાના ભારતીય સુશિક્ષિતોના હકની સ્થાપના માટે ઝૂમવાની મહત્ત્વાકાંક્ષા અને એક રાષ્ટ્રીય અપમાનની દેવી કટુતા તો ઊલટી એમણે અપનાવી!

આ બરતરફી પછી એ બૅરિસ્ટરી તરફ વળ્યા. એમણે એનો અભ્યાસ પૂરો કર્યો. પણ બૅરિસ્ટર થવાની નોંધણીનો વખત આવ્યો ત્યારે પેલી બરતરફી

પાછી રસ્તો રોકીને ઊભી! પરિણામે બૅરિસ્ટરી એ ન કરી શક્યા તે ન જ કરી શક્યા પણ એનું એક બીજુ સારુ પરિણામ આવ્યું એ રાજકીય 'વળવળિયા' થઈ શક્યા, એ ભારત માતાના બૅરિસ્ટર થઈ શક્યા!

જીવનમાં છેવટે એમણે કલકત્તામાં અગ્રેજીના અધ્યાપક તરીકે શરૂઆત કરી આંગ્લહિંદી શાળામાં શિક્ષણ લઈને એમણે અંગ્રેજી પર તો પહેલેથી કાબૂ મેળવ્યો જ હતો પણ અધ્યાપનનું એક સારુ પરિણામ એ આવ્યું કે એ વિદ્યાર્થીઓના અંગત સંપર્કમાં આવ્યા અને વિદ્યાર્થીનેતા બન્યા પછી તો એમણે એક હાઈસ્કૂલ ખરીદી લીધી, અને એનો વિકાસ કરીને સાથે રિપન કૉલેજ નામની એક પોતીકી કૉલેજ પણ સ્થાપી પરંતુ અંગત માલિકીનો મોહ એમણે ન રાખ્યો. એમણે એનું ટ્રસ્ટ કરી દીધું એ જમાનામાં આ જેવી તેવી વાત નહોતી

કોઈ મહાન વસ્તુ બનવાની હોય છે ત્યારે પ્રથમ એની હવા ચાલે છે એકી સાથે અનેક જગ્યાએ એકસરખો વિચાર જાગે છે 'ધી ઇન્ડિયન ઍસોસિયેશન એક એવી સંસ્થા હતી એ હિંદી રાષ્ટ્રીય મહાસભાની એક પુરોગામી કહી શકાય એ સસ્થાના એક સ્થાપક હોવાનુ માન શ્રી સુરેન્દ્રનાથને જાય છે પછી તો હિંદી રાષ્ટ્રીય મહાસભા સ્થપાઈ અને બીજી મહાસભાથી શ્રી સુરેન્દ્રનાથ એમાં જોડાઈ ગયા, અને મહાસભાના એક પ્રસિદ્ધ અગ્રેસર પણ બન્યા મૉન્ટફોર્ડ સુધારાઓના સ્વીકારે પ્રજાની દૃષ્ટિએ એમની મવાળોમાં ગણતરી કરાવી ત્યાં સુધી એ મહાસભાના એવા પ્રસિદ્ધ અગ્રેસર જ રહ્યા

મહાસભા જહાલોના હાથમા આવી અને 'મવાળો' જુદા પડયા ત્યારે એ એમના પ્રથમ પ્રમુખ બન્યા અને બંગાળાના પ્રધાન બન્યા જહાલોમાં આથી એમની બદનામી થઈ, પરંતુ બંગકેસરી એ બંગકેસરી જ રહ્યા એમણે સુકાન બદલવાની અને જહાલોની આગેવાની સ્વીકારવાની ના પાડી અંગ્રેજોના શિરછત્ર તળે જે મર્યાદિત સ્વરાજની સેવના પોતે જીવનભર સેવેલી એના પાયામાં નહીં પુરાવાની એમણે ના પાડી ભારતના બદલાયેલા અને ઝપાટાબંધ વધુને વધુ બદલાતા જતા રાજકીય વાતાવરણ તરફ એમણે આંખ મીંચી અને રાષ્ટ્રવાદના જુવાળના સામે પૂરે તરવા કટિબદ્ધ રહીને એ બીજી ચૂંટણીમા

ઊભા જહાજોના હાથે કેનરી પરાજય પામ્યો અને ઘવાયો, પણ એ એકના બે ન થયા પરાજયથી એ ડઘાયા નહીં, પરંતુ જેનું વિધિનિર્મિત કાર્ય પૂરૂ થઈ ચૂક્યુ હતુ એને, ત્યાર પછી ટૂંક સમયમા, કાળે ઉપાડી લીધા! મહાત્માજી એની પૂર્વે એમને મળ્યા ત્યારે જાણે ભૂત અને વર્તમાન મળ્યા, ઊતરતી અને નવી પેઢી મળી, નિવૃત્ત અને નવા નેતા મળ્યા!

વક્તા તરીકે ગ્રીસમાં ડેમોસ્થેનિસ અને ઈટલીમાં સિસેરો જેટલા પ્રસિદ્ધ હતા એટલા જ શ્રી સુરેન્દ્રનાથ વક્તા તરીકે હિંદમા પ્રસિદ્ધ હતા એમના ધીરગભીર પણ જબરદસ્ત વક્તૃત્વના ઝપાટાથી વિકટમાં વિકટ સજોગોમા 'શાંતિ' સ્થપાઈ જતી, અને કઠોરમા કઠોર હૃદયોમા રાષ્ટ્રીયતા, દાનશીલતા, સેવા અને શહીદીના મોજાઓ ઊમટી ઊઠતા, અને હજારો અને લાખ્ખોની મેદની મંત્રમુગ્ધ થઈ જતી

એમણે 'એ નેશન ઈન મેકિંગ'ના નામથી અગ્રેજીમા જાહેરજીવનના પોતાના પચાસ વર્ષના સસ્મરણો લખ્યા છે મને એમનુ ચરિત્ર લખવાનુ કામ આજથી બારેક વર્ષ પર સોંપાયે‌ લુ, ત્યારે ગુજરાતીમા એમના ચરિત્ર વિષે શું શું છે એની મેં તપાસ કરવી શ્રી રસૂલભાઈ વહોરાની કિશોર સાહિત્યની એક નાનકડી પુસ્તિકા સિવાય ગુજરાતીમા કશું ન મળ્યુ! આજે શ્રી રમણભાઈ સોનીની એક પુસ્તિકાની સખ્યા એમા ઉમેરાઈ છે અને 'મહા સભાના મહારથીઓ' નામક ગ્રથમા પાંચ સાત પાનાનુ એક બીજુ લખાણ ઉમેરાયું છે કેવી શોચનીય દશા? આપણા દેશના આવા મહત્ત્વના ઘડવૈયાના જીવનનુ સર્વાંગ નહીં તો મહદંશે દર્શન કરાવે, એવા ચરિત્રની ખોટ મહદંશે આ મહત્તર પુસ્તિકાથી ભાગશે તો મને આનંદ થશે

અગ્રેજી ભાષા ઘણી સમૃદ્ધ છે, અને એનુ સાહિત્ય પણ ઘણુ જ સમૃદ્ધ છે છતા આપણા નાયકના ચરિત્ર વિષે એમા પણ ઉપર્યુક્ત આત્મકથા બાદ કરતાં બહુ ઓછુ સાહિત્ય છે બગાળી સાહિત્યનો મને પરિચય નથી પરંતુ ચરિત્રલેખન વિષેની આપણી રાષ્ટ્રીય ઉપેક્ષાની અસરથી એ મુક્ત ના નથી જ મોડર્ન રિવ્યૂ, સ્ટેટ્સમનના પ્રકાશનો, ઈત્યાદિ બીજુ જે કઈ મળ્યું તે હુ ઉથલાવી ગયો છુ પણ ઝાઝી માહિતી ક્યાયથી મળી નથી

ભારતનાં સંયુક્ત રાજ્યોના ચોકઠામાં ભાષાવાર રાજ્યરચનાના પરિણામે અલગ રાજ્ય તરીકે ગુજરાતનું નવું રાજ્ય થયું છે ત્યારે ભારતના એક સુપ્રસિદ્ધ ધારાશાસ્ત્રીના જીવનનો વિગતવાર માહિતીગ્રંથ ગુજરાતીમાં ઉમેરાય છે એ એક ધન્ય પ્રસંગ છે.

પ્રસિદ્ધ વિવેચક અને અધ્યાપક શ્રી નગીનદાસ પારેખે મારી વિનંતી માન્ય કરીને પોતાનો કીમતી સમય આપી આ ચરિત્રગ્રંથનો પ્રવેશક લખી આપ્યો છે એ માટે હું એમનો ઋણી છું.

ગૂજરાત વિદ્યાપીઠ
તા. ૨૭–૪–'૬૦ ચૂ. પુ. બારોટ

# પ્રવેશક

આપણા દેશમાં જીવનચરિત્ર લખવાનો ચાલ હજી ઓછો છે. આપણા દેશના ઉત્થાનમાં જેમણે મહત્ત્વનો ફાળો આપ્યો છે એવાં સ્ત્રીપુરુષોનાં પણ વિસ્તૃત ચરિત્રો આપણને મળતાં નથી. આથી નવી પેઢીઓને પાછલી પેઢીઓના મહાપુરુષોનાં ચરિત્રો વિશે પૂરતી માહિતી મળી શકતી નથી. અને ઊછરતી પેઢીના ઘડતરની એક મહત્ત્વની સામગ્રીના અભાવે એ ઘડતરમાં એટલી ઊણપ રહી જાય છે.

આ અભાવ ટાળવાનો એક પ્રયત્ન ગૂજરાત વિદ્યાપીઠે થોડાં વરસથી શરૂ કર્યો છે. અને આપણા દેશના મહાજનોનાં નાનાં નાનાં ચરિત્રો તૈયાર કરાવી પ્રગટ કર્યાં છે. આ ચરિત્રના લેખક શ્રી ચૂનીલાલ બારોટે જ આ પહેલાં અમેરિકાના સત્યાગ્રહી વીર ગૅરીસનનું, આપણા દેશના દેશપ્રેમી દીનવત્સલ વિજ્ઞાનશાસ્ત્રી શ્રી પ્રફુલ્લચંદ્ર રાયનું, અને મુંબઈના એક વારના બેતાજ બાદશાહ શ્રી ફીરોઝશાહ મહેતાનું એમ ત્રણ ચરિત્રો લખેલાં છે. વળી જાપાનના ગાંધી ગણાતા શ્રી કાગાવાનું ચરિત્ર પણ એમણે વર્ષો પહેલાં લખ્યું હતું, એ પણ અત્રે યાદ આવે છે. આમ આ ક્ષેત્રમાં વર્ષોથી પોતાનો ફાળો નોંધાવતા રહેલા લેખકને પ્રવેશકની જરૂર હોય નહીં, તેમાંય ભાઈ બારોટ તો વયમાં તેમ સાહિત્ય-ક્ષેત્રમાં મારા પુરોગામી – ગૂજરાત મહાવિદ્યાલયના ત્રૈમાસિક 'સાબરમતી'ના એઓ પહેલે વર્ષે તંત્રી હતા. હું ત્રીજે વર્ષે — એટલે એમના પુસ્તકનો પ્રવેશક મારે લખવાનો હોય નહીં. તેમ છતાં એમની પ્રેમભરી માગણીને નકારવી એ પણ મારે માટે શક્ય નહોતું, એટલે યોગ્યાયોગ્યતાનો અને ઔચિત્યનો વિચાર ઘડીભર બાજુએ મૂકી હું આ લખવા બેઠો છું.

ભાઈ બારોટ સ્વભાવે જ તેજીલા અને તેમાં પોતાની જ્ઞાતિની જન્મ-સિદ્ધ ભાષાશક્તિ પણ એમને વરેલી, એટલે એમનાં લખાણમાં જેમ અને

પ્રવાહિતા સારા પ્રમાણમાં હોય છે ક્રાંતિમરી વીરોને બિરદાવવાનું એમને સ્વભાવથી જ સારુ ફાવે છે એમણે 'સાબ્રગમની' ટૂંમાનિક્માં 'નરેન્દ્રના પત્રો' એ મથાળે રશિયાની એક ક્રાંતિકારી તરુણીની વીરગાથા આલેખેલી તે હજુયે સાંભરે છે આથી આ ચરિત્રો લખવાની પ્રવૃત્તિ માટેની માનસિક તેમ જ ભાષાકીય બંને પ્રકારની યોગ્યતા એઓ ધરાવે છે ચરિત્રકારનો ત્રીજો ગુણ જે સ્વસ્થતા—ચરિત્ર-નાયકના ગુણાવગુણનો વિચાર કરવાની તટસ્થતા—તેનો પણ એમનામા અભાવ નથી એ આ ચરિત્ર વાંચનાર જોઈ શકશે

શ્રી સુરેન્દ્રનાથના જીવન વિષે એમની અંગ્રેજી આત્મકથા ઉપરાંત બીજી સામગ્રી અંગ્રેજી કે બંગાળીમાં પણ ઝાઝી મળતી નથી એટલે આ પુસ્તકમા મોટે ભાગે એમની આત્મકથાને આધારે જ એમની જીવનકથા આલેખવામાં આવી છે

શ્રી સુરેન્દ્રનાથની ઉજ્જવળ દેશભક્તિ અને તીવ્ર કર્તવ્યભાવના 'ધી ઈન્ડિયન ઍસોસિયેશન'ની સ્થાપનાના પ્રસગમા (પૃ ૨૫) અને બ્રિટિશ પ્રજા સમક્ષ કોંગ્રેસના વિચારો રજૂ કરવા ડેપ્યુટેશનમાં પોતાને ખર્ચે જવા એઓ તૈયાર થયા એ પ્રસગમા (પૃ ૪૦) આપણે જોવા પામીએ છીએ તેમ જે કારણે આઈ સી એસ ની પ્રાવેશિક પરીક્ષા વખતે મુશ્કેલી ઊભી થઈ (પૃ ૮) જે કારણે એમને આઈ સી એસ ની નોકરીમાંથી બરતરફ થવુ પડ્યું (પૃ ૧૧–૧૬) અને જે કારણે પાછળથી એમની કૉલેજ ઉપર આફતના વાદળ ઘેરાઈ આવ્યા (પૃ ૪૩–૪૪) તેનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે જાહેર કાર્યકર્તા માટે તેમ જ કોઈ પણ વ્યક્તિ માટે ચોકસાઈ કેવો મહત્ત્વનો ગુણ છે, એનો આપણને ખ્યાલ આવે છે

શ્રી સુરેન્દ્રનાથે આપણા દેશની રાષ્ટ્રીય પ્રવૃત્તિમા વર્ષો સુધી આગેવાની-ભર્યો ભાગ લીધો હતો, એટલે એમના જીવનના નિરૂપણમા રાષ્ટ્રીય પ્રવૃત્તિનો ઈતિહાસ ઓતપ્રોત હોય એ સ્વાભાવિક છે એ વગરની જીવનકથા કઈંક તૂટક લાગે અને કેટલુંક સમજવામાં અડવણ પડે આ ચરિત્રના પાછલા ભાગમા ગાંધીજીની આગેવાની હેઠળ ઊપડેલી અસહકારની પ્રવૃત્તિને લીધે આખા દેશનું વાતાવરણ કેવું પલટાઈ ગયુ હતું, લોકોનો મિજાજ જ કેવો

સ્વતંત્ર અને નિર્ભીક બની ગયો હતો એ બધાનો સહેજ વધુ વિગતે ખ્યાલ આપ્યો હોત, તો એ ભાગ સમજવામા વધુ સરળતા થાત એમ લાગે છે

આપણા રાષ્ટ્રીય ઉત્થાનના ઇતિહાસમા જેમનુ નામ વારે વારે આવે છે એવા એક વાગ્મી દેશભક્તનુ આ ચરિત્ર આપણા અલ્પધન ચરિત્રસાહિત્યમા ઉપયોગી ઉમેરારૂપ છે, અને શાળા મહાશાળાઓના વિદ્યાર્થીઓને તેમ જ સામાન્ય જનતાને પણ એ ઉપકારક થઈ પડશે એમા શકા નથી અંતમા ભાઈ બારોટ બીજા આવા ચરિત્રો આપતા રહે એવી સ્નેહભરી માગણી સાથે આ પ્રવેશક પૂરો કરુ છુ

તા ૨૭-૪-'૬૦ નગીનદાસ પારેખ

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્રક

| પૃ. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૬ | બૅનરજી | બૉનરજી |
| ૧૦ | ૫ | અલેકઝાંડર | એલેકઝાંડર |
| ૧૭ | ૧૬ | કરવામાં | કરવામા કરવામાં |
| ૨૦ | ૩ | જે— | —જે |
| ૨૨ | ૪ | ટીચર્સ | ફ્રી ચર્ચ |
| ૨૬ | ૨૩ | બ્રહ્મનમાજ | બ્રાહ્મસમાજ |
| ૨૭ | ૬ | અલ્હાબાદ | અલ્લાબાદ |
| ૩૨ | ૧૦ | બ્રહ્મો | બ્રાહ્મો |
| ૩૩ | ૧ | " | " |
| ૩૫ | ૨૧ | એક ઇલબર્ટ | ઇલબર્ટ |
| ૩૯ | ૮ | બૅનરજી | બૉનરજી |
| ૪૩ | ૧૭ | અલ્લાહાબાદ | અલ્લાબાદ |
| ૪૪ | ૮ | કથાએ | કક્ષાએ |
| ૪૫ | ૫ | એવો | એઓ |
| ૬૭ | ૯ | એ બચી | બચવા |
| ૬૯ | છેલ્લી | ફુલરે | ફૂલરે |
| ૮૧ | ૧૨ | દત્તા | દત્ત |
| ૧૦૩ | ૩ | વિચાર | વિચાર કરવા |
| ૧૦૪ | ૯ | પોતના | પોતાના |
| ૧૦૭ | ૨૧ | ચેમ્સફર્ડ | ચૅમ્સફર્ડ |
| ૧૦૭ | ૨૬ | નારી | સાથે |
| ૧૦૯ | ૧૫ | જેવા | જેવા થઈ |
| ૧૧૬ | ૩ | તે | ને |
| ૧૨૨ | ૪ | માબે | માર્ગે |
| ૧૨૮ | ૫ | નેપોલિયનન | નેપોલિયનની |

# ૧
# પહેલી વીશી

શ્રી સુરેન્દ્રનાથ બંદોપાધ્યાયનો જન્મ ઈ. સ. ૧૮૪૮ના નવેમ્બરમાં થયો હતો. એમનું કુટુંબ કલકત્તાથી કેટલેક અંતરે આવેલા મણિરામપુર ગામનું વતની હતું. ન્યાતે એઓ કુલીન બ્રાહ્મણ હતા. એમના દાદા જૂની પદ્ધતિના પાકા કર્મકાંડી ને વેદપરાયણ હતા. પરંતુ પોતાના પાટવી દીકરાને એમણે એ જમાનામાં આપી શકાય એવી સારામાં સારી અંગ્રેજી કેળવણી આપીને મોટા ડૉક્ટર બનાવ્યા હતા. સુરેન્દ્રનાથ કહે છે કે મારા પિતા દુર્ગાચરણ એ જમાનાના એક પ્રખ્યાતમાં પ્રખ્યાત ડૉક્ટર હતા.

પિતાને પગલે ચાલીને પોતાના પુત્રને પણ અંગ્રેજી ભણાવી-ગણાવી, વિલાયત મોકલી, પોતાના જમાનામાં આપી શકાય એટલી સારામાં સારી કેળવણી આપવી એ આ ડૉક્ટર પિતાની મહેચ્છા હતી. સુરેન્દ્રનાથ પાંચ વર્ષના થયા, ને એમને પંડ્યાજીની પાઠશાળામાં ભણવા મૂકયા એ અરસામાં કરી રાખેલા એક વીલમાં ડૉક્ટર બૅનરજીએ (બંદોપાધ્યાયનું અંગ્રેજી બૅનરજી છે) આ સ્પષ્ટ લખેલું છે. પાઠશાળાના પંડ્યાજી સુરેન્દ્રનાથને એમના પિતાના તથા જ્ઞાતિના મોભા પ્રમાણે માન આપતા, પણ કડક શિસ્ત પળાવનાર ગુરુજી એક દિવસ ચિડાયા ત્યારે સુરેન્દ્રનાથને ગાળ ભાંડી બેઠા. બસ, એ દિવસથી સુરેન્દ્રનાથે એ પાઠશાળામાં જવાની ના પાડી! માબાપે એમને ઘણું સમજાવ્યા-પટાવ્યા, પણ જ્યારે એ એકના બે ન થયા તે ન જ થયા, ત્યારે એમને ત્યાંથી બદલીને એક બંગાળી નિશાળમાં મૂકયા. થોડાં વર્ષ પછી બંગાળીનો અભ્યાસ પૂરો કર્યા બાદ એમને અંગ્રેજી ભણવા માટે 'ધી પેરેન્ટલ એકેડેમિક સ્કૂલ' નામની એક અંગ્રેજી નિશાળમાં મૂકયા. ત્યાં મુખ્યત્વે બધા ઍંગ્લોઇન્ડિયન અર્થાત્ આંગ્લહિંદી છોકરાઓ જ હતા. એટલે બધો વહેવાર અંગ્રેજીમાં જ

ચાલતો. પહેલાં તો આ તદ્દન અપરિચિત વાતાવરણમાં નાના સુરેન્દ્રને ઘણી જ મૂંઝવણ થઈ. પરંતુ, બાળકોને સહવાસથી જેવું ભાષાજ્ઞાન થાય છે એવું મોટપણે વ્યાકરણ ભણવાથી પણ નથી થતું એ ન્યાયે, અંગ્રેજી જ બોલનારા છોકરાઓ વચ્ચે રહેવાથી, થોડા જ વખતમાં એ પણ ભાંગ્યુંતૂટ્યું અંગ્રેજી બોલતાં ને પોતાનો વહેવાર ચલાવતાં શીખી ગયા; એટલું જ નહીં, ઠીક ઠીક અંગ્રેજી બોલતા થઈ ગયા.

મૅટ્રિક સુધી ત્યાં અભ્યાસ કર્યા પછી સંત ઍન્ડ્રયૂની યુનિવર્સિટી કૉલેજમાં ભણીને એ કલકત્તા યુનિવર્સિટીના બી. એ. થયા, ત્યારે એમના પ્રિન્સિપાલ મિ. જૉન સાઈમે આગ્રહ કરીને એમના પિતાને કહ્યું કે, 'આ છોકરાને તમે આઈ. સી. એસ.ની પરીક્ષા માટે ઇંગ્લંડ મોકલો. છોકરો ઘણો હોશિયાર છે.' પિતા તો તૈયાર જ હતા. એટલે ઈ. સ. ૧૮૬૮ના માર્ચની ૩જી તારીખે એમને ઇંગ્લંડ મોકલવાની એમણે જોઈતી વ્યવસ્થા કરી દીધી.

આ 'જોઈતી વ્યવસ્થા'નો આપણે આજકાલ જે અર્થ કરીએ છીએ તેના કરતાં એ જમાનામાં જુદો જ અર્થ હતો દરિયો ઓળંગવો એ એ જમાનાના હિંદુ સંસારમાં એક પાપ મનાતું; એટલે ઇંગ્લંડ જનાર ન્યાતબહાર મુકાતું. બીજું, 'જે જાય જાવે તે પાછો ન આવે' એ કહેવતમાં દરિયાની મુસાફરી વિષે જે ભયનું વાતાવરણ છે એના કરતાંયે વધારે ભયનું વાતાવરણ એ જમાનામાં ઇંગ્લંડની મુસાફરી વિષે હતું! છોકરો વટલાઈ જાય કે વંઠી જાય, અથવા તો દરિયામાં ક્યાંક તોફાન થતાં એ હતો ન હતો થઈ જાય, તો શું થાય એવા એવા ભયો પણ ન્યાતબહારની સજાથી ન ડરનાર માબાપને સતાવતા હતા. આથી સુરેન્દ્રનાથના પિતાએ આ વાત કોઈને – સુરેન્દ્રની માતાને સુધ્ધાં – જાણવા જ નહોતી દીધી!

મનોમોહન ઘોષ નામના એક બાબુ હમણાં જ ઇંગ્લંડથી બૅરિસ્ટર થઈને આવ્યા હતા, અને કલકત્તાની હાઈકોર્ટમાં બૅરિસ્ટરી કરતા હતા. એમને ત્યાં સુરેન્દ્રનાથને અને તેમના સંગાથી શ્રી રોમેશચંદ્ર દત્ત તથા બિહારીલાલ ગુપ્તને રાતે સુવાડ્યા હતા; ને સવાર થતાં ત્યાંથી બારોબાર ચંદ્રપાલઘાટથી સ્ટીમરમાં બેસાડી દીધા હતા ધોતી અને ચાદરના સાદા પોશાકમાં સુરેન્દ્રનાથના પિતા સવારે

જ્યારે એમને વિદાય આપવા આવ્યા ત્યારે 'સુખી થાઓ બેટા! આવજો!' એટલું [કહેતા કહેતા ગળગળા થઈ ગયા હતા અને એમના ગાલ પર દડદડ આસુ ચાલવા માડ્યા હતા દીકરો ઘોડાગાડી સુધી એમની જોડે ગયો હતો, અને બને જણે સામસામી પ્રણામ કર્યા હતા કોઈને ખબર નહોતી કે બાપ-દીકરા માટે જીવનના આ છેલ્લા પ્રણામ હતા! કારણ, દીકરો આઈ સી એસ થઈને ઘેર આવે ત્યાર પહેલા જ ૨૦મી ફેબ્રુઆરી, ૧૮૭૦ના રોજ પિતા દેવલોક સિધાવવાના હતા

પહેલી વીશીના પોતાના ઘડતરનાં સંસ્મરણો લખતા શ્રી સુરેન્દ્રનાથ નીચેના અર્થનુ લખે છે

> "આજકાલ, કદાચ યોગ્યત, ટ્યૂશન અને છોકરાઓ પર શિક્ષકો અગત ધ્યાન આપે એ બાબતોને ઘણુ મહત્ત્વ આપવામા આવે છે પણ નિશાળની તેમ જ કૉલેજની મારી આખી કેળવણી દરમિયાન માર માટે કદી માસ્તર રાખવામા આવ્યા નથી કે ટ્યૂશનની કોઈ બીજી ખાસ વ્યવસ્થા કરવામા આવી નથી અગ્રેજી અને લૅટિન જેવી બે અઘરી ભાષાઓ મારે ભણવાની હતી, પણ એ માટે મારે મારી જાત સિવાય કોઈના પર આધાર રાખવાનો નહોતો પ્રસગોપાત્ત જ્યારે કાઈ જ ન સમજાય ત્યાર હુ પિતાને પૂછતો, અને એ જાતે પહેલા શિક્ષક હતા એટલે બનતી મદદ કરતા પણ મારુ કામ અઘરુ અને સીધાં ચઢાણ ચડવા જેવુ કપરુ હતું પરતુ આથી કરીને સ્વાશ્રયનો જે પાઠ મને મળ્યો એ જીવનભર અનત મૂલ્યવતો નીવડ્યો છે શાળા-કૉલેજ અને યુનિવર્સિટીનાં મારા વર્ષો ઠીક ઠીક ખ્યાતિવાળા નીવડેલાં છે પ્રતિવર્ષે હુ કોઈ ને કોઈ ઇનામ મેળવતો. હુ ઊંચામા ઊંચો નબર મેળવતો એમ નથી કહી શકતો, પણ હુ પહેલા નબરની નજીક જ રહેતો શરૂઆતમા જે લોકો મને હરાવતા ને મારાથી આગળ થઈ જતા એમને થોડા વર્ષ પછી અને જીવનની લાબી રમતમા મેં પાછળ મૂકી દીધા છે ને આજે મારા શાળાબધુઓ કે કૉલેજબધુઓ પૈકી દરકે દરેકની હુ

આગળ આવી ચૂક્યો છું. જીવનના ગુજરૂપ ગુણ મને લાગે છે કે ધ્યેયપરાયણતા અને આગ્રહ જ છે.

"મારા આંગ્લહિંદી અને યુરોપી શિક્ષકો તથા પ્રોફેસરો મારી તરફ હંમેશાં ઘણા માયાળુ હતા. મારી જોડેના વર્તનમાં એમણે રજમાત્ર પણ વર્ણભેદ દાખવ્યો નથી. બલ્કે એ વિદ્યામંદિરમાં કે જ્યાં મેં મારાં સુખીમાં સુખી વર્ષો ગાળ્યાં છે ત્યાં . . . વર્ણવિદ્વેષની કે પંથવિદ્વેષની ચર્ચાઓનો ઝંખામાં ઝંખો પડઘો પણ કદી મારા સાંભળવામાં નથી આવ્યો."

ગૃહજીવનની અસરો બાબત એઓ લખે છે કે, "મારા દાદા જૂના વિચારના પાકા કર્મકાંડી હોવાથી, અને મારા પિતા અંગ્રેજી ભણતરના રંગે રંગાયેલા હોવાથી, બંને વચ્ચે જે વિચારભેદ રહેતો ને ચર્ચાઓ ચાલતી, તેથી કુટુંબમાં એકંદર જૂના વિચારોનું અને વડીલની સત્તાનું પ્રભુત્વ હોવા છતાં એક પ્રકારની વિચાર-જાગૃતિ રહેતી. અને પરિશોધ તથા પરિપ્રશ્નની ભાવનાને ઉત્તેજન મળતું.

"એક (બીજો) પાઠ જે હું આ અરસામાં શીખ્યો છું, અને જેનો જીવનભર અમલ કરીને મેં પુષ્કળ લાભ ઉઠાવ્યો છે, એનો ઉલ્લેખ કરવો અસ્થાને નહીં ગણાય. છેક નાનપણથી મને પ્રતિદિન નિયમિત કસરત કરવાની જરૂર શીખવવામાં આવી હતી. મારી કેળવણીના આ અંશ વિષે મારા પિતા અંગત રસ લેતા. અમારા ઘરમાં એક અખાડો હતો, અને દેશી કસરતોના વિવિધ પ્રકાર શીખવવા એક ઉસ્તાદ પણ હતો. જે નિયમિતતાથી અમે નિશાળે જતા, એ જ નિયમિતતાથી અમે દરરોજ અખાડામાં હાજર થતા. મારા એક ભાઈ કપ્તાન જિતેન્દ્રનાથ ભારે હોંશથી કસરતો કરતા. બંગાળામાં એ મજબૂતમાં મજબૂત માણસ તરીકે જાણીતા હતા; અને લગભગ કોઈ પણ પહેલવાન સામે ટક્કર ઝીલી શકે એવી એમની પહેલવાની હતી.

"અખાડાએ જિતેન્દ્રને જે અપ્રતિમ બળ આપ્યું એમાં અમારી વંશપરંપરાનો ભાગ પણ હતો જ. શૂન્યમાંથી કંઈ નીપજે નહીં

એમ આનુવંશિક શરીરસંપત્તિ અને શરીરસ્વાસ્થ્યના પાયા વિના જિતેન્દ્રના શરીરબળની મજબૂત ઈમારત ન જ ચણાત. આ આનુવંશિક સ્વાસ્થ્ય અને શરીરબળનું કારણ એ હતું કે અમારા કુટુંબમાં પેઢીઓથી બાળલગ્ન નહોતું થતું. અમારા બાપદાદા સુધારક નહોતા, બાળલગ્નનો એમને બાધ નહોતો, પણ અમારી કુલીનતા જ એવી ઊંચી હતી કે સરખે સરખામાંથી કન્યા માટે વર મેળવતાં, કે વર માટે કન્યા મેળવતાં મેળવતાં, અછતને કારણે જ પરણનારની ઉંમર મોટી થઈ જતી. મારાં માતુશ્રી તથા દાદીમા બંનેનાં લગ્ન મોટી ઉંમરે થયેલાં અને મારાં પરદાદી, જેને મેં મારા નાનપણમાં જ સો કરતાં વધારે વર્ષનું આયુષ્ય ભોગવતાં જોયાં છે, એ પણ એવી જ રીતે મોટી ઉંમરે પરણેલાં. અમારાં બધાં જ કુટુંબીજનોનાં સ્વાસ્થ્ય અને શરીર સારાં રહ્યાં છે એનું કારણ મેં તો હંમેશાં આ બાળલગ્નત્યાગને માનેલું છે."

સુરેન્દ્રનાથના વિદ્યાર્થી-જીવનના અરસામાં બંગાળામાં બે મોટી હિલચાલો ચાલેલી: એક તો દારૂનિષેધની અને બીજી બાળવિધવાવિવાહની. એ જમાનામાં અંગ્રેજી ભણતરની જોડે અંગ્રેજી બદીઓ પણ સડસડાટ સમાજમાં પેસવા લાગી હતી. અભક્ષ્યાભક્ષ અને દારૂ એ સુધારાનું પ્રથમ લક્ષણ મનાતું. આથી હિંદુસમાજમાં આની સામે પં. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર તથા કેશવચંદ્ર સેન વગેરે આગેવાનોએ દારૂનિષેધની જબરદસ્ત હિલચાલ ઉપાડેલી, એની યુવાન સુરેન્દ્રનાથ પર પણ ખૂબ અસર થયેલી. એ એમાં હોંશભેર ભળેલા. સભાઓ ભરવામાં ને ઠેર ઠેર ભાષણો કરવામાં બીજા જુવાનો જોડે એમણે પણ સારો ભાગ લીધેલો.

આગળ આવી ચૂક્યો છું. જીવનના મુગટરૂપ ગુણ મને લાગે છે કે ધ્યેયપરાયણતા અને આગ્રહ જ છે.

"મારા આંગ્લહિંદી અને યુરોપી શિક્ષકો તથા પ્રોફેસરો મારી તરફ હંમેશાં ઘણા માયાળુ હતા. મારી જોડેના વર્તનમાં એમણે રજમાત્ર પણ વર્ણભેદ દાખવ્યો નથી. બલ્કે એ વિદ્યામંદિરમાં કે જ્યાં મેં મારાં સુખીમાં સુખી વર્ષો ગાળ્યાં છે ત્યાં . . . વર્ણવિદ્વેષની કે પંથ-વિદ્વેષની ચર્ચાઓનો ઝાંખામાં ઝાંખો પડઘો પણ કદી મારા સાંભળવામાં નથી આવ્યો."

ગૃહજીવનની અસરો બાબત એઓ લખે છે કે, "મારા દાદા જૂના વિચારના પાકા કર્મકાંડી હોવાથી, અને મારા પિતા અંગ્રેજી ભણતરના રંગે રંગાયેલા હોવાથી, બંને વચ્ચે જે વિચારભેદ રહેતો ને ચર્ચાઓ ચાલતી, તેથી કુટુંબમાં એકંદર જૂના વિચારોનું અને વડીલની સત્તાનું પ્રભુત્વ હોવા છતાં એક પ્રકારની વિચાર-જાગૃતિ રહેતી. અને પરિશોધ તથા પરિપ્રશ્નની ભાવનાને ઉત્તેજન મળતું.

"એક (બીજો) પાઠ જે હું આ અરસામાં શીખ્યો છું, અને જેનો જીવનભર અમલ કરીને મેં પુષ્કળ લાભ ઉઠાવ્યો છે, એનો ઉલ્લેખ કરવો અસ્થાને નહીં ગણાય. છેક નાનપણથી મને પ્રતિદિન નિયમિત કસરત કરવાની જરૂર શીખવવામાં આવી હતી. મારી કેળવણીના આ અંશ વિષે મારા પિતા અંગત રસ લેતા. અમારા ઘરમાં એક અખાડો હતો, અને દેશી કસરતોના વિવિધ પ્રકાર શીખવવા એક ઉસ્તાદ પણ હતો. જે નિયમિતતાથી અમે નિશાળે જતા, એ જ નિયમિતતાથી અમે દરરોજ અખાડામાં હાજર થતા. મારા એક ભાઈ કપ્તાન જિતેન્દ્રનાથ ભારે હોંશથી કસરતો કરતા બંગાળામાં એ મજબૂતમાં મજબૂત માણસ તરીકે જાણીતા હતા; અને લગભગ કોઈ પણ પહેલવાન સામે ટક્કર ઝીલી શકે એવી એમની પહેલવાની હતી.

"અખાડાએ જિતેન્દ્રને જે અપ્રતિમ બળ આપ્યું એમાં અમારી વંશપરંપરાનો ભાગ પણ હતો જ. શૂન્યમાંથી કંઈ નીપજે નહીં

એમ આનુવંશિક શરીરસંપત્તિ અને શરીરસ્વાસ્થ્યના પાયા વિના જિતેન્દ્રના શરીરબળની મજબૂત ઈમારત ન જ ચણાત. આ આનુવંશિક સ્વાસ્થ્ય અને શરીરબળનું કારણ એ હતું કે અમારા કુટુંબમાં પેઢીઓથી બાળલગ્ન નહોતું થતું. અમારા બાપદાદા સુધારક નહોતા, બાળલગ્નનો એમને બાધ નહોતો, પણ અમારી કુલીનતા જ એવી ઊંચી હતી કે સરખે સરખામાંથી કન્યા માટે વર મેળવતાં, કે વર માટે કન્યા મેળવતાં મેળવતાં, અછતને કારણે જ પરણનારની ઉંમર મોટી થઈ જતી. મારાં માતુશ્રી તથા દાદીમા બંનેનાં લગ્ન મોટી ઉંમરે થયેલાં અને મારાં પરદાદી, જેને મેં મારા નાનપણમાં જ સો કરતાં વધારે વર્ષનું આયુષ્ય ભોગવતાં જોયાં છે, એ પણ એવી જ રીતે મોટી ઉંમરે પરણેલાં. *અમારાં બધાં જ કુટુંબીજનોનાં સ્વાસ્થ્ય અને શરીર સારાં* રહ્યાં છે એનું કારણ મેં તો હંમેશાં આ બાળલગ્નત્યાગને માન્યું છે."

સુરેન્દ્રનાથના વિદ્યાર્થી-જીવનના અરસામાં બંગાળામાં બે મોટી હિલચાલો ચાલેલી: એક તો દારૂનિષેધની અને બીજી બાળવિધવાવિવાહની. એ જમાનામાં અંગ્રેજી ભણતરની જોડે અંગ્રેજી બદીઓ પણ સડસડાટ સમાજમાં પેસવા લાગી હતી. અભક્ષાભક્ષ અને દારૂ એ સુધારાનું પ્રથમ લક્ષણ મનાતું. આથી હિંદુસમાજમાં આની સામે પં. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર તથા કેશવચંદ્ર સેન વગેરે આગેવાનોએ દારૂનિષેધની જબરદસ્ત હિલચાલ ઉપાડેલી, એની યુવાન સુરેન્દ્રનાથ પર પણ ખૂબ અસર થયેલી. એ એમાં હોંશભેર ભળેલા. સભાઓ ભરવામાં ને ઠેર ઠેર ભાષણો કરવામાં બીજા જુવાનો જોડે એમણે પણ સારો ભાગ લીધેલો.

# ૨
# આઈ. સી. એસ.

લગભગ પાંચ અઠવાડિયાંની સફર પછી સ્ટીમરે સુરેન્દ્રનાથને એમના બંને સંગાથીઓ સાથે ઇંગ્લંડના સાઉધેમ્પટનને બંદરે ઉતારી દીધા શ્રી મનોમોહન ઘોઝની સૂચનાથી ત્યા શ્રી વ્યોમેશચંદ્ર બંદોપાધ્યાય નામના એક બંગાળી વિદ્યાર્થી, જે પાછળથી ડબ્લ્યુ સી બૅનરજીના નામે પ્રખ્યાત થયા છે, અને હિંદી મહાસભાના પ્રમુખપદે પણ બિરાજી ચૂકેલા છે, એ સામે આવ્યા હતા. એ એમને લંડન લઈ ગયા લંડનની યુનિવર્સિટી કૉલેજિયેટ સ્કૂલના લૅટિનના શિક્ષક એવા એક અંગ્રેજ ગૃહસ્થના કુટુંબમા સુરેન્દ્રનાથને વિદ્યાર્થી તરીકે રાખવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. એ મુજબ એ ત્યાં ૧૮ મહિના રહ્યા, અને સખત મહેનત કરીને ઈ સ ૧૮૬૯મા આઈ સી એસ.ની પ્રાવેશિક પરીક્ષામાં પાસ થયા.

પણ આ પરિણામની જાહેરાતને થોડા અઠવાડિયા થયા ના થયા, ત્યા તો, ઈ સ ૧૮૬૩ના ડિસેમ્બરમાં ક્લકત્તા યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષાનું ફૉર્મ ભરતા શ્રી સુરેન્દ્રનાથે જે ઉંમર લખાવેલી તેના પરથી એક અણધાર્યો વાંધો ઊઠયો, અને એઓ આઈ સી એસ માટે નાલાયક ઠર્યા. આઈ સી.એસ ની પ્રાવેશિક પરીક્ષાના ઉમેદવારો માટે એવો નિયમ હતો કે, એઓની ઉંમર ઓગણીસ કરતાં વધારે અને એકવીસ કરતા ઓછી હોવી જોઈએ પરીક્ષા સમિતિ સમક્ષ રજૂ થયેલા શાળાનાં પ્રમાણપત્રો પ્રમાણે એમની ઉંમર એ પ્રમાણે જ હતી પણ ઉપર્યુક્ત મૅટ્રિકના ફૉર્મમાં એમણે પોતાની સમજ પ્રમાણે ઉંમર ૧૬ વર્ષની જણાવેલી એટલે એ હિસાબે ઈ સ ૧૮૬૯માં એમની ઉંમર ૨૧ ઉપર ગણાય એમ હતું ઇંગ્લંડમા જે મુઠ્ઠીભર હિંદીઓ હતા એઓને આ વાતની ખબર હતી એટલે એમાના કોક દાઝે બળતા નીચ માણસે પેપરમાં જાહેરાત આપી કે 'આઈ સી એસ ની પ્રાવેશિક પરીક્ષામાં પાસ થયેલો

નંબર આવવાથી નિષ્ફળ ગણાયેલો ઉમેદવાર અમુક ઠેકાણે મળશે તો એને લાભ થશે ' પરિણામે આ હકીકત પરીક્ષાસમિતિના ધ્યાન પર લાવવામાં આવી, એટલે એમણે આવા વાંધાવાળા જે બે ત્રણ હિંદી ઉમેદવારો હતા એમની પાસે ખુલાસો માગ્યો

એમણે બધાએ સાચો હતો એ ખુલાસો આપી વ્યક્તિગત રીતે જણાવ્યુ કે અમારા દેશમા અગ્રેજોની જેમ જન્મતારીખથી નહીં, પણ ગર્ભ તારીખથી ઉંમર ગણવામાં આવે છે અને એ રીતે ગણતા અમે ઉંમરની મર્યાદાની અદર છીએ

આ ખબર સાભળીને હિંદી વર્તમાનપત્રોએ પણ હિંદમાં ઊહાપોહ કર્યો, અને પ વિદ્યાસાગર જેવા બંગાળના મોટા મોટા પુરુષોએ સોગદનામા કરી ખાતરી આપી કે ઉક્ત છોકરાઓનુ કહેવું સાચુ છે એમ છતા પરીક્ષક સમિતિના પ્રમુખ સર એડવર્ડ રિયાન, જે વર્ષો સુધી કલકત્તાની હાઈકોર્ટના મુખ્ય ન્યાયાધીશ હતા, એમણે પણ આ વાત ન માની, અને પરીક્ષક સમિતિએ ઠરાવ કર્યો કે શ્રી સુરેન્દ્રનાથ અને શ્રીપાદ બાબાજી ઠાકુર, જે પાછળથી મુંબઈ પ્રાંતમા ડિસ્ટ્રિક્ટ જજ થયા, એ બંને ઉમેદવારોની ઉમેદવારી ઉંમરના વાધાના કારણે રદ ગણવી

હિંદમાં હિંદી છાપાએ મોટા મોટા લેખો લખી પરીક્ષકોના આ નિર્ણયને વખોડી કાઢયો, જ્યારે ઇંગ્લડમા સુરન્દ્રનાથે મિત્રો સાથે મસલત કર્યા પછી આ નિર્ણયને ઇંગ્લડની ન્યાયાધીશીમાં પડકારવાનો નિશ્ચય કર્યો મિ જોન બેલ નામનો એક અંગ્રેજ બૅરિસ્ટર, જે પહેલા વર્ષો સુધી કલકત્તાની હાઈકોર્ટમા બૅરિસ્ટરી કરી ચૂક્યો હતો, એને આ અન્યાય એટલો બધો સાલ્યો કે એ બોલ્યો, "મિ સુરેન્દ્રનાથ, મેં હિંદનું લૂણ ખાધુ છે હુ તમારો કેસ મફત લડીશ"

આથી જૂન ૧૧મી, ૧૮૬૯ના રોજ શ્રી સુરેન્દ્રનાથે મિ મેલિશ નામના એક પ્રખ્યાત વકીલને મુખ્ય વકીલ તરીકે અને મિ બેલને એના મદદનીશ તરીકે રોકીને મહારાણી વિક્ટોરિયાની ન્યાયાધીશીમા અરજી આપી

કે આઈ.સી.એસ ના ઉમેદવારોમાં શ્રી સુરેન્દ્રનાથનું નામ કેમ પાછું દાખલ ન કરવું એનો નામદાર કોર્ટે પરીક્ષકો પાસેથી જવાબ માગવો.

આ અરજીની સુનાવણી ઇંગ્લંડના તત્કાલીન માટામાં મોટા ન્યાયાધીશોના મંડળ (બેંચ) સમક્ષ નીકળી પ્રમુખસ્થાને ઇંગ્લંડના મુખ્ય ન્યાયાધીશ સર અલેક્ઝાંડર કૉકબર્ન હતા સુનાવણીના નીચેના સારાંશ પરથી સમજાશે કે પરીક્ષકોના પેટમાં શું દુખતું હતું

"મિ મેલિશે કહ્યું કે હિંદનો એક વતની—અવશ્યપણે ઘણી મુશ્કેલીઓ અને તકલીફો છતાં—આ પરીક્ષામાં પાસ થવાનો આ પહેલો દાખલો છે એટલે આવા મુદ્દા પર એને જો અન્યાયી રીતે બાકાત ગણી ઠરાવવામાં આવશે તો એ પરમ દુર્ભાગ્યની વાત લેખાશે. કલકત્તા યુનિવર્સિટીની સફળ કારકિર્દી પછી આ ગૃહસ્થ અપાર મુશ્કેલીઓનો સામનો કરીને આ દેશમાં આવ્યા છે એમનો ઇરાદો અંગ્રેજી ભાષામાં ચાલતા અંગ્રેજી વિષયોની પરીક્ષામાં અંગ્રેજો જોડે હરીફાઈ કરવાનો છે, અને એમાં એ સફળ થયા છે હવે આવા મુદ્દા પર જ છેવટે એમને હાર આપવામાં આવી છે, અને તે પણ કાંઈ પણ પાયા વગર, એવી વાત હિંદમા પહોંચશે તો શોચનીય નીવડશે એમણે પોતે પરીક્ષકો સમક્ષ કરેલા નિવેદન પરથી સ્પષ્ટ છે કે એઓ ઉંમરની મર્યાદાની બહાર નથી, છતા પરીક્ષકોએ એમને એવો જવાબ આપ્યો કે 'તમે પોતે કબૂલ કરેલુ છે કે તમે ઉંમરની મર્યાદા વટાવી ચૂકેલા છો. (એક હાસ્ય) એટલે આ સબંધમા અમે કાંઈ પણ પુરાવાને સાંભળવા માગતા નથી!"

"નામદાર મુખ્ય ન્યાયાધીશ એનો અર્થ એવો થાય છે કે એઓ કહે છે 'તમે ગમે તે પુરાવા આપો અમે તો એને રદબાતલ જ કરીશું'

"ન્યાયાધીશ મિ મૅલર એઓ કહે છે 'તમે કલકત્તાના તમારા લખાણથી જ બાતલ થઈ જાઓ છો' એકે એ સ્પષ્ટ

દેખાય છે કે એમના (સુરેન્દ્રનાથના) વર્તમાન નિવેદનમાં અને એ લખાણોમાં કશો વિરોધ નથી.

"ન્યાયાધીશ બ્લેકબર્ન: એમનું નિવેદન એઓ (પરીક્ષકો) સંપૂર્ણપણે ખોટી રીતે સમજ્યા છે. ને અરજદારને એઓ કહે છે કે અમે એનો (ભૂલભરેલી રીતે) જે અર્થ કરીએ છીએ એ પ્રમાણે એ નિર્ણાયક રીતે તમારી વિરુદ્ધ જાય છે; જ્યારે ખરી રીતે એમ છે જ નહીં.

"ન્યાયાધીશ હેનેન: એમ જણાય છે કે અરજદારના સંબંધમાં દેશી ગણતરી જ યોગ્ય માનવાનું એમને માટે ફરજિયાત છે.

"મુખ્ય ન્યાયાધીશ: તમે માગો છો એવી નોટિસ કાઢવાનો કાયદામાં અમને હક છે એવું બતાવો. હું ધારું છું કે અમે એની અમલ-બજાવણી કરીશું.

"મિ. મેલિશે કહ્યું કે નામદાર કોર્ટની હકમર્યાદા સ્પષ્ટ છે. આઈ.સી.એસ.ની પરીક્ષાના કાયદાએ હિંદુસ્તાનના દરેક પ્રજાજનને રાણીસાહેબાએ દર્શાવેલી અમુક શરતોએ એ પરીક્ષામાં બેસવાનો કાયદેસર હક આપ્યો છે. ને અરજદારે એ બધી શરતો પાળી છે એવી હું દલીલ કરું છું! પરીક્ષકોએ અરજદારનો આ કાયદેસરનો હક ખૂંચવી લેવાની વેતરણ કરી છે અને તે એવા મુદ્દા પર કે જે સ્પષ્ટત: ન ટકી શકે એવા છે એટલું જ નહીં, અરજદારના પુરાવા પણ સાંભળ્યા વગર! બધાં ન્યાયમંદિરોની અથવા જેને કાયદાની ફરજે બજાવવાની હોય એવી સંસ્થામાત્રની કુદરતી ન્યાય અંગેની જે જવાબદારીઓ છે એની આ સ્પષ્ટત: વિરુદ્ધ છે. માટે પરીક્ષકો કરતાં ચડિયાતી કોર્ટ તરીકે એમને અરજદારના પુરાવા સાંભળવા તથા વિચારવાની તથા ઇન્સાફ કરવાની અથવા તકરારી મુદ્દાના સત્યાસત્યનો એના પરથી નિર્ણય કરવાની ફરજ પાડવાની આપની પાસેથી આજ્ઞા મેળવવાનો અરજદારને હક છે."

કાયદાની ભાષામાં જેને મેન્ડેમસનો હુકમ કહેવાય છે એવો આ હુકમ કોર્ટે કાઢ્યો હતો. પણ એ મુજબ સુનાવણી થાય એ પહેલાં જ પરીક્ષકોને પોતાની ભૂલ સમજાઈ ગઈ હતી, એટલે શાણા માણસોની જેમ એમણે બંને ઉમેદવારોને ખબર આપી હતી કે તમારાં નામ આઈ.સી.એસ. માટે પસંદ થયેલા ઉમેદવારોની યાદીમાં પુન: દાખલ કરી દેવામાં આવ્યાં છે!

સુરેન્દ્રનાથના નામના અંગ્રેજી ધ્વનિમાં જરા ફેરફાર કરીને અંગ્રેજી ભાષા બોલનાર એમના પ્રશંસકોએ એમના નામમાંથી 'સરેન્ડર નૉટ', અર્થાત્ તાબે ન થનાર, એવો અર્થ કાઢ્યો છે એનો પ્રથમ પરિચય દેખીતી હારથી હારી ગયા વિના વિજયના પ્રયત્નો કરીને અહીં સુરેન્દ્રનાથે આપ્યો છે.

આ પ્રમાણે કેસ લડવામાં લગભગ એક આખું કીમતી વર્ષ વીતી ગયું. આથી છેવટની પરીક્ષામાં ૧૮૬૯ની ટુકડી સાથે બેસવું હોય તો બેસો નહીં તો ૧૮૭૦ની ટુકડી સાથે તમે બેસી શકશો એવી છૂટ એમને આપવામાં આવી. શ્રીપાદ ઠાકુર, જેમને કોર્ટમાં ગયા વગર જ સુરેન્દ્રનાથની પાછળ પાછળ આ લાભ મળ્યો, તેઓ એ છૂટનો ઉપયોગ કરી ૧૮૭૦ની ટુકડી સાથે જ બેઠા. પણ હવે નબાપા બનેલા સુરેન્દ્રનાથે તો વર્ષ બચાવવા માટે પહેલી ટુકડી સાથે જ બેસવાનો ભીષ્મ નિર્ણય કર્યો. અને સખત મહેનત તથા સતત અભ્યાસ કરીને બે વર્ષનો અભ્યાસક્રમ એક વર્ષમાં કરી દીધો; અને એમ ૧૮૭૧માં રોમેશચંદ્ર દત્ત તથા બિહારીલાલ ગુપ્તની સાથે જ એ પાસ થઈ ગયા! અને એ જ સાલના ઑગસ્ટમાં ત્રણે મિત્રો સ્વદેશ તરફ ચાલી નીકળ્યા.

૩

# બરતરફ!

સ્વદેશ માટે ઊપડતાં પહેલાં પરીક્ષા પછી વચ્ચે થોડોક વખત ત્રણે મિત્રો યુરોપની સફરે નીકળ્યા હતા. ફ્રાંસમાં તેઓ પૅરિસ તથા રા'ઈનની મુસાફરી કરી આવ્યા, અને સેંટ ગોથાર્ડની ઊંચાઈઓ ચડી આવ્યા. અને સ્વિટ્ઝરલૅંડમાં ત્યાંના સુંદર પર્વતો અને સરોવરોને નયન ભરી ભરીને નીરખી આવ્યા. એઓ ઈટલીમાં થઈને પસાર થયા ને વેનિસમાં થોડા દિવસ રહ્યા, અને પછી બ્રિન્ડિસીથી પી. ઍન્ડ ઓ.ની એક સ્ટીમરમાં બેસી હિંદ આવ્યા.

યુરોપની આ મુસાફરી દરમિયાન વર્સેલિસના સ્ટેશને આંટા મારતાં, એમને એમના ફ્રાંસના હિસાબે વિચિત્ર લાગતા પોશાકને કારણે અને ફ્રેંચ ભાષાના અજ્ઞાનને લીધે, છૂપી પોલીસના એક માણસે જર્મન જાસૂસ ગણીને એક રાત પોલીસ-જેલમાં માંકડ ચારવા પૂરી ઘાલ્યા હતા. સવારે નવ વાગ્યે જ્યારે એમને વિશેષ તપાસ માટે બહાર કાઢ્યા, ત્યારે એમણે કોઈ અંગ્રેજી જાણનાર પોલીસ અમલદાર પાસે લઈ જવાની માગણી કરી; ને એ અમલદાર જોડે અંગ્રેજીમાં વાત કરી ત્યારે જ પોલીસને પોતાની ભૂલ સમજાઈ. પછી પોલીસે એમની માફી માગી ને એમણે ફ્રાંસ છોડ્યું.

બ્રિન્ડિસીથી ઊપડેલી સ્ટીમરે એમને મુંબઈ બંદરે ઉતાર્યા. ત્યાંથી રેલવે મારફતે એઓ સપ્ટેંબરના અંતભાગમાં કલકત્તા પહોંચ્યા. ત્યાં કેશવચંદ્ર સેન અને બીજા મિત્રોએ એમનું સ્વાગત કર્યું; અને પછી એઓ પોત-પોતાને ઘેર ગયા. ત્રણે કુટુંબોએ એમનું વિના વિરોધે સ્વાગત કર્યું અને રસોડામાં બેસાડી એમની જોડે ખાધુપીધું એથી ન્યાતવાળા ખૂબ ચિડાયા. સુધારકોએ ઘરવાળાઓની હિંમતની પ્રશંસા કરી અને 'હિંદુ પેટ્રિયટ' નામના એક છાપાના તંત્રીએ તો ખુલ્લંખુલ્લા એની જાહેરાત કરીને બળતામાં

ઘી લીધું! ત્રણે કુટુંબને વ્યવહારત. ન્યાતબહાર મૂકવામાં આવ્યાં, ને એમનો તેજેદ્રેષ કરનારા ન્યાતીલા એ જોઈને ખુશ થયા. તેજેદ્રેષીઓને અગ્ર આગલી પાછલી દાઝ કાઢવા માગનાર ન્યાતીલાઓને આના કરતાં વધારે ન્યાલે દાવ બીજો ક્યારે મળવાનો હતો?

મહિનોમાસ કલકત્તામાં રહ્યા પછી સરકારે શ્રી સુરેન્દ્રનાથની નિવ લટમા એસિસ્ટટ મૅજિસ્ટ્રેટ તરીકે નિમણૂક કરી અને ૨૨મી નવેંબર, ૧૮૭૧ને રોજ એ કામ પર ચડી ગયા. ત્યાર પછી એમણે ઝપાટાબંધ ખાતાની પરીક્ષાઓ પાસ કરી લીધી અને એમને પહેલા વર્ગના મૅજિસ્ટ્રેટની સત્તાઓ મળી પરંતુ એમની આ હોશિયારી અને કામયાબી જોઈને એમના ઉપરી અમલદાર મિ એચ. સી સુથરલૅ ડ જે પહેલા તો એમના પર પ્રસન્ન રહેતા તે ખુશ થવાને બદલે છેડાયા! વાત એમ બની કે મિ પોસફર્ડ નામના એક બીજા એસિસ્ટટ મૅજિસ્ટ્રેટ શ્રી સુરેન્દ્રનાથની સાથે જ ખાતાની પરીક્ષામાં બેઠેલા મિ પોસફર્ડ સુરેન્દ્રનાથ કરતાં બે વર્ષ પહેલાં દાખલ થયેલા અમલદાર હતા અને ગોરા હતા. છતાં, એ નાપાસ થયા અને સુરેન્દ્રનાથ પાસ થયા એટલે સુરેન્દ્રનાથના પગાર અને સત્તા બંનેમાં નિયમ મુજબ વધારો થયો એ પોસફર્ડથી અને મિ સુથરલૅ ડથી જોયું ન ગયું! મિ સુથરલૅ ડ ખરી રીતે વર્ણસંકર ગોરા અર્થાત્ આંગ્લહિંદી હતા. પણ આઈ સી એસ થવાથી એમના મનથી એ પોતાને ગોરા જેવા જ ગણતા હતા. એટલે એ પોસફર્ડના દુ ખે દુ ખી થયા, અને આમ એક કાળો માણસ ગોરાને ટપી જાય એ જોઈને બળવા લાગ્યા! સરકારમાં ખાસ લખાણ કરી કરીને એમણે પોસફર્ડને વિશેષ પરીક્ષાઓની પીડામાંથી બચાવી લીધા, પણ આ અરસામાં મિ ઍન્ડર્સન કરીને એક બીજા ગોરાને મિ સુથરલૅ ડ જોડે જોડિયા મૅજિસ્ટ્રેટ તરીકે નીમવામાં આવ્યા. આ બંનેને એકબીજા જોડે બનતી નહોતી, અથવા તો જરાતરા ખટપટ ચાલ્યા કરતી કમભાગ્યે શ્રી સુરેન્દ્રનાથને એ ઍન્ડર્સન જોડે સારુ બનતું એટલે એનો પણ મિ સુથરલૅ ડને બીજો. ને નવો વાંધો પડ્યો, પરિણામે ભાગ્યે જ એક

દિવસ એવો જતો કે જ્યારે મિ સુથરલેંડ કોઈ ને કોઈ બાબતમાં શ્રી સુરેન્દ્રનાથનો ખુલાસો ન પુછાવ્યો હોય!

આમ ઘણા દિવસ ચાલ્યું બૈરીનો વાંક કાઢવામાં ભાયડાને મુશ્કેલી પડે, એટલી જ મુશ્કેલી ઉપરી અમલદારને હાથ નીચેના માણસનો વાંક કાઢતા પડે છે એ જાણીતુ છે એટલે સુરેન્દ્રનાથની સ્થિતિ દિનપ્રતિદિન તદ્દન અસહ્ય નહીં તો અત્યત અસુખવાળી તો થઈ જ ગઈ એવામા એક મોટો વાંક મિ સુથરલેંડના હાથમા આવ્યો વાત એમ બની કે યુધિષ્ઠિર નામના એક શખસ પર હોડીની ચોરીનો આરોપ હતો મૂળ એ કેસ મિ પોસફર્ડ પાસે હતો, પણ પાછળથી સુરેન્દ્રનાથ પાસે બદલાયો હતો સુરેન્દ્રનાથના હાથ પર કામનો બોજો અતિશય ભારે હોવાથી એ કેસ વારવાર મુલતવી રહેલો એમના જેવા જુવાન ને નવાસવા અમલદારના સબધમાં આવી રીતે કોઈ કામ રખડી પડે તો સામાન્ય રીતે પેશકાર કારકુનનો જ વાક નીકળે, એટલે એણે બીજા કાગળિયા ભેગો એક હુકમ આ બાબતમા એમની સહી માટે રજૂ કરી દીધેલો કે યુધિષ્ઠિરને નાસતા ફરતા આરોપીની યાદીમા મૂકવો ખરી રીતે એમ હતુ જ નહીં પણ કેટલીક વાર ઠપકાથી બચવા કારકુનો આ યુક્તિ કરી દે છે, એમ એમનું જરા પણ ધ્યાન ખેંચ્યા વિના ઉક્ત કારકુને એમ કરવુ, ને એમણે બધા કાગળિયાની ભેગી એની પર પણ પોતાની ટૂકી સહી કરી દીધેલી! એક બીજા કેસના સબધમા મગાવેલા ખુલાસામા આથી એમણે અજાણતા જ આ કેસનો ખુલાસો આપી દીધેલો આથી શ્રી સુથરલેંડે બધા કાગળિયાં મગાવેલાં, ને એમા આ દોષ પકડાતા એમણે ડિસ્ટ્રિક્ટ જજને ફરિયાદ કરેલી ડિસ્ટ્રિક્ટ જજે હાઈકોર્ટને લખ્યુ, ને હાઈકોર્ટે સરકારને લખ્યુ, એટલે એક ખાસ તપાસ-સમિતિ નિમાઈ, ને એની આગળ શ્રી સુરેન્દ્રનાથને નાના મોટા ચૌદ આરોપસર ઊભા કરવામાં આવ્યા આ ચૌદે આરોપોને ગાળીને રજૂ કરવામાં આવે તો તત્ત્વત ત્રણ આરોપોમા બધાનો સમાવેશ થઈ જતો હતો પહેલો, યુધિષ્ઠિરનુ નામ અપ્રામાણિકપણે નાસતા ફરતા આરોપીઓની યાદીમા ખોટી રીતે મૂકવામા આવ્યુ હતુ, બીજો આનો ખુલાસો મગાતા એમણે

'ખોટી રીતે એ પોતાની જાણબહાર હોવાનો બચાવ કર્યો હતો; અને ત્રીજે યુધિષ્ઠિર સામેનો કેસ એમણે અપ્રામાણિક રીતે કાઢી નાખી એને નિર્દોષ જાહેર કર્યો હતો જેથી કોઈ સમજૂતી આપવી જ ન પડે!

શ્રી સુરેન્દ્રનાથે બચાવ માટે સરકારને ખર્ચે વકીલ માગ્યો, ને કેસની સુનાવણી કલકત્તામાં રાખવાની અરજ કરી. બંને અરજ નામંજૂર થઈ. આથી એમણે પોતાનો વકીલ રોકયો ને કેસના અંતભાગમાં એમને જાતે થોડી દલીલો કરવાની રજા આપવામાં આવી પણ તપાસ-સમિતિના અહેવાલ પ્રમાણે શ્રી સુરેન્દ્રનાથ ગુનેગાર જણાયા, અને સરકારે એમને તદનુસાર ગુનેગાર ગણી બરતરફ કર્યા.

આ બાબત દેશમાં પ્રબળ લાગણીઓ પ્રવર્તેલી, અને લોકોને લાગેલું કે હિંદીઓ આઈ.સી.એસ.મા દાખલ જ ન થાય એવી પેરવીઓ જ અત્યાર સુધી થતી! પણ આ માણસ ઠેઠ વિલાયત જઈને ઘણી મુશ્કેલીઓ અને રુકાવટોનો સામનો કરીને એમાં દાખલ થયો તેથી જ આમ બનવા પામ્યું સર એડવર્ડ બેકર નામના બંગાળના લેફ્ટેનન્ટ ગવર્નરે શ્રી ગોખલેજી સાથેની વાતચીતમાં આ કબૂલ પણ કર્યું છે આ બાબતમાં ઈંગ્લંડમાં પ્રગટ થતા 'ઇન્ડિયા' નામક પત્રમા હિંદી રાષ્ટ્રીય મહાસભાના સ્થાપક પિતા મિ હ્યૂમે જે લખ્યું છે એમાંના નીચેના ઉતારા બધું સ્પષ્ટ કરવા માટે પૂરતા છે*

"હિંદુસ્તાનમા ઘણા લોકો . . . જેમને આ કાગળિયા જોવાની તક હતી, તેઓ તપાસ-સમિતિએ સ્થાપિત કરેલી ઘણીખરી હકીકતોથી જુદા ન પડવા છતા એમાથી જે અનુમાન કાઢવામા આવ્યું હતું એ વિષે તદ્દન જુદા પડતા હતા. એઓ ત્યારે માનતા અને હજી પણ માને છે કે બાબુ સુરેન્દ્રનાથનો ગુનો માત્ર અમુક બેદરકારી અને આળસ પૂરતો જ હતો એમના જેવા તદ્દન જુવાન અમલદારના સંબંધમાં એવો ગુનો જરા`હળવો ઠપકો આપીને અને ભવિષ્યમાં

* ૧૮૯૩ નું 'ઇન્ડિયા', પૃ. ૩૦.

જરા વધારે ધ્યાન આપવાની ચેતવણી આપીને, સહેજે જતો કરી શકાત. . . . એ તપાસ-સમિતિના ન્યાયાધીશોનો પોતાનો—એમાંના એકે તો ગયે જ અઠવાડિયે મારી આગળ એની પુનરુક્તિ કરી હતી—અભિપ્રાય એવો હતો કે, જે દોષો માટે એમને દોષિત ઠરાવાયા હતા, એ માટે એકાદ વર્ષ એમની બઢતી અટકાવી હોત તો એ પૂરતું ગણાત. સરકારે જ્યારે બરતરફીની ભયંકર શિક્ષા આ દોષો માટે કરી ત્યારે એ ન્યાયાધીશોને જે આશ્ચર્ય થયું હતું એટલું તો સુરેન્દ્રનાથને પોતાને, યા બીજા કોઈને પણ નહોતું થયું.

"અંગ્રેજ વાચકોને એ સમજાવવું જરૂરી છે કે મિ. સુરેન્દ્રનાથ આઈ.સી.એસ.માં દાખલ થનાર આદ્ય હિંદીઓ પૈકીના હતા. ગોરી અમલદારશાહી પોતાના વર્તુલમાં હિંદીઓના પ્રવેશને અત્યંત ઈર્ષા અને નાપસંદગીની નજરે જોતી. એટલે એવું આક્રમણ કરનાર પૈકી સૌથી સુવિખ્યાત એવા આ હિંદીને જે ઝપાટાથી બરતરફ કરવામાં આવ્યો હતો તેનો ઉપયોગ બ્રિટિશ અમલદારોનાં વિજયસ્તોત્રો ગાવામાં, અને હિંદીઓને એમના સાથી તરીકે દાખલ કરવા સામે વિરોધ કરવાની દૂરદૃષ્ટિનાં ગુણગાન કરવામાં આવ્યો. વસ્તુતઃ બધા આંગ્લ-હિંદીઓ કે ગોરાઓ જે કહેતા તે આ હતું: 'હા ભાઈ! હિંદીઓ હોશિયાર, પૂરતા હોશિયાર! પણ અમે કહેતા હતા તેમ પાકા બદમાસ! સિવિલ સર્વિસ માટે દુનિયાભરમાં ખાનદાની, પ્રામાણિકતા, અને તત્ત્વતઃ સદ્‌ગૃહસ્થાઈભરી સેવા માટે જે સર્વિસનો જોટો નથી એમાં પ્રવેશ પામવા માટે તદ્દન નાલાયક! જુઓ આ હિંદીઓમાંની નામ-ચીન મૂર્તિ! ત્રણ વર્ષ પૂરાં આઇ.સી.એસ.માં ના ગાળ્યાં ત્યાં તો સરકારને એને હાંકી કાઢવો પડ્યો!

"બિચારા સુરેન્દ્રને જે રાક્ષસી શિક્ષા કરવામાં આવી હતી તે કરાવવામાં આ અતિવ્યાપક લાગણીએ કેટલો ભાગ ભજવ્યો એ અમે કહી શકતા નથી. પરંતુ ન્યાય અને દયા માટે એમણે જે અરજો કરી તે સાંભળવામાં તો એણે જરૂર રુકાવટ કરી જ હતી. એમણે વાંધો

ઉઠાવ્યો અને અપીલ કરી. એમના હજારો દેશબાંધવોએ પણ એમ કર્યું, પણ ફોગટ!"

મિ હ્યૂમ ઉપર કહે છે એમ ખરેખર ભારે ખર્ચ કરીને શ્રી સુરેન્દ્રનાથ હિંદી કચેરી સમક્ષ પોતાનો કેસ રજૂ કરવા, ને બને તો આવતી આપત્તિ ટાળવા, ૧૮૭૪ના માર્ચના અંતભાગમાં વિલાયત ગયા હતા. પણ ત્યાં એમને કોઈએ દાદ દીધી નહોતી, ને થોડાં અઠવાડિયાંમાં બરતરફીના હુકમની ત્યાં એમને સરકાર તરફથી, રીતસર ખબર આપવામાં આવી હતી.

મિ હ્યૂમ આગળ ચાલતાં કહે છે કે, "આ બનાવને ઘણો વખત વીત્યો નહોતો, એટલામાં તો હિંદના એક અંગ્રેજ આઈ.સી.એસ. અમલદાર નાણાંનો ગોટાળો કરવાના બદતર ગુના માટે પકડાયા હતા! પણ એ બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નરના સગા હતા, એટલે એક વર્ષ નોકરી ઉપરથી ઉતારી દીધા પછી, સામાન્ય રીતે એમની ચાલચલગત સારી હોત તોપણ જે મોટા પગારની જગાએ એ ન નિમાત, એવી સારી જગા પર એમને લઈ લેવામાં આવ્યા હતા!"

## ૪

## શિક્ષક અને અધ્યાપક

સ્વર્ગમાંથી અવતરેલી ગણાતી આઈ.સી.એસ.ની સરકારી નોકરી ભારે સાહસ અને ખર્ચ કરી મેળવેલી તે આમ જાય એ કોઈ પણ જુવાન માટે જેવો તેવો ફટકો ન ગણાય અને એથી જ એમાંથી બચવા ફરી ખર્ચ કરીને શ્રી સુરેન્દ્રનાથ વિલાયત ગયેલા. બાકી ઈ.સ. ૧૮૭૩થી એપ્રિલ ૧૮૭૪ સુધી લગભગ આખા વર્ષની પ્રથમ મિ. સુથરલૅંડ સાથેની અને પછી સરકાર સાથેની લડતની સતામણી એટલી ત્રાસદાયક હતી કે છેવટે જ્યારે બરતરફીનો હુકમ આવી જ પહોંચ્યો ત્યારે પ્રથમ તો એ એવુ જ બોલી ઊઠ્યા કે, 'મુન્યુની કટુતામાંથી હવે છૂટ્યો!'

એટલે હિંમત હાર્યા વિના એમણે ક્યારનો શરૂ કરી દીધેલો બૅરિસ્ટરીનો અભ્યાસ ચાલુ રાખ્યો. અને બાકીનાં ચાર સત્ર પૂરાં કર્યાં. બૅરિસ્ટરની

ગણનામાં નામ દાખલ કરવા માટે એમનું નામ પણ મુકાયું, પણ કોણ જાણે ક્યાંથી અને કોના તરફથી, સાથે જ એવો વાંધો રજૂ થયો કે જે માણસને આમ આઈ.સી.એસ.માંથી બરતરફ કરવામાં આવ્યો છે એને એમાં સ્થાન અપાય ખરું? મિ. કૉકેન નામનો એક બુઠ્ઠો અંગ્રેજ બૅરિસ્ટર, જે પહેલાં ઘણાં વર્ષો સુધી કલકત્તામાં બૅરિસ્ટરી કરતો હતો, એને એમને માટે લાગી આવ્યું; એટલે બુઢાપાના ભારથી પગ લથડતા હતા છતાં, એણે એક માણસથી થઈ શકે એટલી બધી મહેનત કરી. પણ વ્યર્થ! બરતરફીનો • વાંધો ત્યાં પણ નડ્યો જ! એટલે બૅરિસ્ટરોની યાદીમાંથી એ બાકાત જ રહ્યા!

આમ જે વહાણમાં એમણે જીવનની સફરની શરૂઆત કરી એ બંદરેથી થોડે જ દૂર ગયા પછી ડૂબી ગયું; એટલું જ નહીં, બીજા વહાણમાં બેસી મુસાફરી ચાલુ રાખવા ધાર્યું, પણ એ પણ કિનારે આવવાની અણી પર હતું ત્યારે જ ડૂબી ગયું! હવે શું કરવું? અત્યાર પહેલાંથી જ મિત્રો તો એમ જ કહેતા કે, તું હવે પૂરો રખડી પડ્યો. તારો ક્યાંયે સમાસ થવો જ મુશ્કેલ પડશે! 'હિંદુ પેટ્રિયટ'ના તંત્રી સુવિખ્યાત શ્રી ક્રિસ્ટોદાસ પાલ પોતે પણ એ મતના હતા/ કલકત્તામાં પાછળથી વકીલ તરીકે બહુ ખ્યાતિ પામેલા એવા એક મિત્રે વળી એવી સલાહ આપેલી કે, 'સુરેન્દ્ર, તું હવે નામ બદલી કાઢ, અને ઑસ્ટ્રેલિયા જા! ને ત્યાં કંઈ કામ શોધી કાઢ!' આ બધી સલાહો જેટલી સ્વસ્થતાથી સાંભળી શકાય એટલી સ્વસ્થતાથી એમણે સાંભળી. પણ એ નિરાશ ના થયા! આ બધા બનાવોથી એમનો જીવ ખાટો થઈ ગયો હતો. એમને લાગ્યા જ કરતું કે 'આ બધી પીડાઓનું મૂળ કારણ એક જ છે; અને તે એ કે હું હિંદી છું! મારા દેશભાઈઓ સંગઠિત નથી, અમારે ત્યાં લોકમત નથી. અમારા લોકોનો સરકારમાં કાંઈ પડો નથી. અમે બધા ગુલામો છીએ, પારકાં લાકડાં ફાડનારા અને પારકાં પાણી ભરનારા—અને હાય! આમારી પોતાની જન્મભૂમિમાં જ!' આ મનોવ્યથા અને જીવનની ખટાશે જ હવે શું કરવું તે સુઝાડ્યું. એમણે નિશ્ચય કર્યો કે મારે મારા લાચાર દેશબંધુઓની સેવાર્થે જ જીવન સમર્પણ કરવું!

એ નિશ્ચયથી જ પોતાની ઓરડીમાં ભરાઈ રહીને, સવારના દસથી રાતના આઠ વાગ્યા સુધી, ઉપરના કામ માટે પોતાને લાયક બનાવી શકે એવું વાચન જે—એમણે માન્યું એ—વાંચવામાં ને સેવક થવાની તૈયારી કરવામાં, તેમ જ બૅરિસ્ટર થવાની મહેનતમાં, અત્યાર સુધીનો વખત એમણે ગાળ્યો હતો. પણ બૅરિસ્ટર પણ છેવટે ન જ થવાયું! એટલે જૂનમાં એ પાછા કલકત્તા પહોંચી ગયા. એમનાં પત્ની આધુનિક અર્થમાં ભિનકેળવાયેલાં હોવા છતાં સુજ્ઞ, વિચારશીલ અને હિંમતવાળાં બાઈ હતાં; એટલે ભૂંસાઈ ગયેલા ભાવી તરફ નજર પણ નાખ્યા વિના હસતે મુખે એમણે એમનું સ્વાગત કર્યું, અને ઊંડી સહાનુભૂતિ વ્યક્ત કરી. થયું ગયું ભૂલી જઈ હિંમત રાખવા કહ્યું!

સુરેન્દ્ર હિંમત તો હાર્યા જ નહોતા, પણ આવી સુજ્ઞ પત્ની પોતાની પડખે છે એ જોઈને એમની મનોવ્યથા ઓછી થઈ. બૅરિસ્ટર થઈને કે વકીલાત કરીને જીવન નિભાવીશું ને બાકીના વખતમાં દેશસેવા કરીશું એવું એમણે આઈ.સી.એસ.માંથી બરતરફ થતાં મનમાં ગોઠવી રાખ્યું હતું પણ હવે વકીલાત કે બૅરિસ્ટરી એકે એમનાથી નહીં થઈ શકે એ નક્કી હતું. એવામાં સ્થાનિક 'મેડિકલ કૉલેજ'માં દારૂનિષેધ બાબત એક પ્રચાર-સભા ગોઠવાઈ, અને એમને એમાં ભાષણ કરવાનું આમંત્રણ મળ્યું. એ દિવસોમાં આ હિલચાલ બહુ લોકપ્રિય હતી, એટલે સભામાં શ્રોતાઓની ભીડ હતી. કલકત્તામાં આવડી મોટી સભામાં ઊભા થવાનો એમને માટે આ પહેલો પ્રસંગ હતો. પણ એમણે જે ભાષણ કર્યું એની બહુ સારી અસર થઈ; અને ત્યારથી એક સારા વક્તા તરીકે એ પ્રકાશમાં આવ્યા.

ત્યાર બાદ થોડા વખત પછી પં. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે પોતાની 'મેટ્રોપોલિટન ઇન્સ્ટિટ્યૂશન' નામની શાળામાં અંગ્રેજીના પ્રોફેસર તરીકે એમની નિમણૂક કરવાની દરખાસ્ત કરી. ઉપર્યુક્ત ભાષણથી વિદ્યાર્થીઓમાં એ પ્રિય થઈ પડ્યા હતા. અને એઓ માનતા કે એથી આ નિમણૂક થવામાં ઘણી મદદ મળી હતી. ઉક્ત દરખાસ્ત, અલબત્ત, એમણે સ્વીકારી લીધી; અને માસિક રૂ. ૨૦૦ના પગારથી એ પ્રોફેસર નિમાયા. આઈ.સી.

એસ. થયા પછી ઍસિસ્ટંટ મૅજિસ્ટ્રેટ તરીકે એમને આનાથી બેવડા કરતાં પણ વધારે દરમાયો મળતો હતો; એટલે આ પગાર તો એમને ઓછો જ લાગ્યો. પણ, કાંઈક કામ મળ્યું; ને વિશેષમાં જુવાનોમાં હળવામળવાની અને એમનામાં દેશપ્રેમ જગાવી એમની અને માતૃભૂમિની સેવા કરવાની તક મળી એથી એમને આનંદ થયો. વર્ગમાં પ્રોફેસરી કરવી અને બાકીના વખતમાં વિદ્યાર્થી-પ્રવૃત્તિ કરવી એ હવે એમનો ખાસ કાર્યક્રમ થઈ પડ્યો. આ કામ માટે એ વિદ્યાર્થી-મંડળમાં ભળ્યા અને જુદી જુદી શાળા-કૉલેજોમાં એની શાખાઓ કાઢવાની પ્રેરણા પાથરવા મંડ્યા.

આ કામ માટે એ ઠેરઠેર ભાષણો કરવા જતા; અને ત્યાં હિંદની એકતા, ઇતિહાસનો અભ્યાસ, મૅઝિનીનું જીવનચરિત્ર, ચૈતન્યજીવન, ઉચ્ચ-તર અંગ્રેજી કેળવણી એવા એવા વિષયો પર ભાષણો કરતા. સ્વામી વિવેકાનંદ, બી. ચક્રવર્તી, નંદકિશોર બોઝ, એસ. કે. અગસ્તી એવા એવા પાછળથી પ્રખ્યાત પુરુષો થયેલા વિદ્યાર્થીઓ, એ જ્યાં જાય ત્યાં, તેમનાં ભાષણો સાંભળવા એમની પાછળ પાછળ ભમતા! ટૂંક સમયમાં વિદ્યાર્થીઓમાં એમની લોકપ્રિયતા એટલી બધી વધી પડી કે ન પૂછો વાત.

આ અરસામાં સિટી સ્કૂલ નામની એક નવી શાળા, જે પાછળથી કૉલેજ થઈ, તે સ્થપાયેલી. એમાં શિક્ષણના કામમાં મદદ કરવા એમને આમંત્રણ મળ્યું. આવકમાં વધારો કરવાના કારણે, અને વિદ્યાર્થી સમાજ જોડેનો સંપર્ક વધારવાની તકને કારણે, આ આમંત્રણનો એમણે સ્વીકાર કર્યો.

આ અરસામાં ટિપ્પેરા રાજ્યમાં રૂ. ૭૦૦ની એક નોકરીનું આમંત્રણ આવ્યું હતું. પણ શિક્ષણનું અને વિદ્યાર્થીઓમાં ભાષણો આપવાનું કામ એમને એટલું બધું ગમી ગયું હતું કે એમણે એને પાછું ઠેલ્યું હતું.

ઈ.સ. ૧૮૮૦ના માર્ચમાં શ્રી સુરેન્દ્રનાથ મેટ્રોપોલિટન ઇન્સ્ટિટ્યૂશન-માંથી રાજીનામું આપીને છૂટા થયા. વાત એમ બની કે સિટી સ્કૂલમાં ને અહીં એમ બંને જગાએ એક જણ નોકરી કરે એ પં. વિદ્યાસાગરને નહોતું ગમતું. એટલે એમણે જરૂરી પગાર-વધારો લઈને પણ સિટી સ્કૂલ છોડવાની

વાત કરી. શ્રી સુરેન્દ્રનાથે જોઈએ તો એક કલાક વધારે આપવાની તૈયારી દાખવી, પણ બીજે કામ કરવાની સ્વતંત્રતા જતી કરવાની ના પાડીને રાજીનામું આપ્યું.

મહિના પછી એપ્રિલમાં ટીચર્સ કૉલેજમાં એ અંગ્રેજી સાહિત્યના અધ્યાપક તરીકે દાખલ થયા, અને ત્યાં ૧૮૮૫ સુધી રહ્યા. દરમિયાન ઈ.સ. ૧૮૮૨માં એમણે પ્રેસિડેંસી ઇન્સ્ટિટ્યૂશન નામની એક શાળાનો કબજો મેળવ્યો. ત્યાં મૅટ્રિક સુધી ભણાવાતું ને બસો વિદ્યાર્થીઓ ભણતા. એમણે એને નવેસરથી ગોઠવી, ને ધીરે ધીરે એમાંથી રિપન કૉલેજ નામની પ્રખ્યાત કૉલેજની સ્થાપના કરી. ત્યાં બી.એ, બી.એસસી. અને બી.એલ. સુધી ભણાવવાની વ્યવસ્થા કરી. એમ એ એક પ્રથમ કોટિની હાઈસ્કૂલ ને કૉલેજ બની ગઈ; ને ત્યાં ૨૫૦૦ વિદ્યાર્થીઓ ભણતા થયા. રૂ. ૧,૫૦,૦૦૦નું તો એનું મકાન બાંધવામાં આવ્યું. આ પ્રમાણે ઉન્નતિ કરીને છેવટે શ્રી સુરેન્દ્રનાથે એક ટ્રસ્ટીમંડળ નીમ્યું ને એમાં એ પોતે એક ટ્રસ્ટી તરીકે રહી એ કૉલેજ અને સ્કૂલને એમણે સાર્વજનિક માલિકીની બનાવી દીધી!

ઈ.સ. ૧૯૧૩ના ફેબ્રુઆરી માસમાં એ રૉયલ ઈમ્પીરિયલ કાઉન્સિલ અર્થાત્ શાહી ધારામંડળના સભાસદ ચૂંટાયા, અને દિલ્હીથી કલકત્તા વચ્ચે કરવી પડતી મુસાફરીઓમાં પ્રોફેસરપણું કરવાનો સમય જ ન મળવા માંડ્યો, ત્યારે એમણે સક્રિય શિક્ષણના કાર્યમાંથી ફારગતી મેળવી. પોતાનાં સંસ્મરણોના ગ્રંથમાં એઓ લખે છે:

> "મારા રાજકીય કામને હું ભારે અગત્ય આપું છું. છતાં મને અંગત રીતે શિક્ષણની ફરજોમાં વધારે જ રસ પડતો હતો.
>
> "શિક્ષણનો ધંધો છોડતાં મારા દિલે વધારેમાં વધારે આનાકાની કરી છે. કારણ હું વિદ્યાર્થીઓને ચાહતો, ને એમની સોબતમાં મને આનંદ પડતો. સ્વદેશીની હિલચાલ દરમિયાન એક પ્રસંગે મેં કહ્યું છે કે વિદ્યાર્થીજીવનના ઉન્નત ચણતરમાં મેં ફાળો આપ્યો છે, એમ વિદ્યાર્થીઓએ પણ, એમના વારા પ્રમાણે, મારા જીવનના ઘડતરમાં ફાળો આપ્યો છે. હું અત્યારે જે કાંઈ છું તે એમને લીધે છું! સેવાની

ભાવનાથી મેં એમને ભાવિત કર્યા છે તો એમણે મને, એમની વારી આવતાં, નવજવાન બનાવ્યો છે; અને યૌવનના ઉત્સાહથી ઉત્સાહિત કર્યો છે. ઈ.સ. ૧૮૮૩માં હું જેલમાં ગયો ત્યારે મને ઓક્સફર્ડ મિશનના મિ. ફિલિપ સ્મિથે પૂછેલું કે વિદ્યાર્થી સમાજ પર તમારું જે ભારે પ્રભુત્વ છે એનું રહસ્ય તમે સમજાવી શકશો? ત્યારે મેં ત્વરિત અને સ્પષ્ટ જવાબ આપેલો. મેં કહેલું, હું વિદ્યાર્થીઓને ચાહું છું. એમના આનંદોમાં હું એમની જોડે આનંદિત થાઉં છું, ને એમનાં દુઃખોમાં હું એમની જોડે દુઃખી થાઉં છું. એટલે યૌવનના ઉદાર ઉત્સાહથી મારી એ ભાવના એઓ મારા પર પણ પાછી રેલાવે છે.

"હું મારા ધંધાને પવિત્ર ગણતો. મારી ફરજો ખરેખર ફૂટીબંધ હતી, પણ વર્ગખંડની ફરજો તરફ હું ખાસ ધ્યાન આપતો. વ્યાખ્યાનખંડમાં હું કદી પરિપૂર્ણ તૈયારી વિના જતો નહીં. વ્યાખ્યાનખંડનો પ્રભાવ કેટલીક વાર એટલો બધો હતો કે મારા ખાનગી અભ્યાસમાં, જે ગહન મુદ્દાનો ઉકેલ મને નહોતો જડતો, તે ત્યાં મને આજુબાજુના વાતાવરણમાંથી દીવા જેવો સ્પષ્ટ થઈ જતો! આમ શિક્ષક અને શિષ્ય વચ્ચે એક પ્રકારનું જીવંત આકર્ષણ છે. જે જે શિક્ષકોએ પોતાના કામમાં ખરો રસ લીધો હશે, તે બધાને એવો અનુભવ થયો હોવો જોઈએ. મેં હમેશાં કેળવણીના મારા કામની કિંમત મોટી આંકી છે, અને એને મારી પ્રવૃત્તિઓમાં અગ્રપદ આપ્યું છે."

એમના એક ભાષણમાંથી લીધેલો નીચેનો વિશેષ ઉતારો અહીં અસ્થાને નહીં ગણાય.

"રાજકીય કામ વત્તુંઓછું અલ્પજીવી છે; જોકે એથી ઓછું મૂલ્યવાન નથી. (જ્યારે) કેળવણીના કામમાં કાયમી ઉપયોગિતાનાં તત્ત્વો સમાયેલાં છે. શિક્ષકનું સામ્રાજ્ય ચિરંજીવી સામ્રાજ્ય છે. એ ભવિષ્ય સુધી વિસ્તરે છે. શિક્ષકો ભવિષ્યના સ્વામીઓ છે. એમના કરતાં ઉચ્ચતર ધંધો બીજો કોઈ છે એવું હું કલ્પી શકતો

નથી. એમનું કામ તો સ્વર્ગ-નિયુક્ત છે—એક પવિત્ર કાર્ય છે. પણ પોતાની જવાબદારીઓ કેટલા ઓછા સમજે છે? અને પોતાના ધર્મ-કાર્યની ઉચ્ચ કક્ષા સુધી કેટલા ઓછા ચડે છે? વર્તમાનના કાર્યને કાયમી કરવું હોય, તો એ એવાઓની મારફત કરાવવું જોઈએ કે જેઓ ભવિષ્યના નાગરિક થવાના છે. ખ્રિસ્તી ધર્મના સ્થાપકે કહ્યું હતું કે નાનાં બાળકોને મારી પાસે આવતાં રોકશો મા! ઈશુ ખ્રિસ્તે સહાનુભૂતિ વગરના પાષાણહૃદયીઓ સમક્ષ પોતાના દિલની વાત નહોતી કરી, પણ વાળવા હોય એમ વાળી શકાય એવા નમ્ર, વિનમ્ર આત્માઓ, જેઓ સંસારના કઠોર ઠોંસાઠેલા ખાઈને કઠોર નહોતા બન્યા, એમની સમક્ષ કરી હતી."

## ૫

## રાજકારણમાં ઝંપલાવ્યું

ઈ સ. ૧૮૭૫ના જૂનમાં ઈંગ્લંડથી પાછા ફર્યા પછી આગલા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે શ્રી સુરેન્દ્રનાથે શિક્ષણના કાર્યમાં ઝંપલાવ્યું, એમ રાજકારણમાં ઝંપલાવવાનું પણ સાથે સાથે જ વિચારવા માંડેલું. દેશસેવા કરવાનો વિચાર ઈંગ્લંડમાં એમને પ્રથમ આવ્યો, ત્યારથી જ એમણે એ વિષયમાં જરૂરી લાગ્યાં તે પુસ્તકોનો અભ્યાસ શરૂ કરેલો. એમાં ઈટલીના સુપ્રસિદ્ધ દેશભક્ત અને ક્રાંતિકારી નેતા મૅઝિનીનાં પુસ્તકોની અને જીવનની એમના મન પર ઊંડામાં ઊંડી છાપ પડેલી. મૅઝિનીએ પરરાજ્યવિભક્ત ઈટલીને એક અને અવિભક્ત બનાવવાની જેવી કલ્પના સેવેલી એવી જ કલ્પના સુરેન્દ્રનાથ સેવતા, અને એના પ્રથમ પગલા તરીકે દેશના બધા લોકોને નિદાન એક જ વ્યાસપીઠ પર એકઠા કરે એવું કોઈ રાજકીય મંડળ સ્થાપવાની, અને ત્યાં મધ્યમ વર્ગના બધા કેળવાયેલાઓને એકત્ર કરી એમના વિચારોનો પ્રતિનિધિરૂપ પડઘો પાડવાની, અને એમને બધાં જાહેરકાર્યોમાં રસપૂર્વક ભાગ

લેતા કરવાની એમના મનમાં ઊંડી ઈચ્છા જાગેલી બ્રિટિશ ઈન્ડિયન એસોસિયેશન નામનું એક રાજકીય મડળ એ વખતે બંગાળામા સ્થપાયેલુ હતું, અને 'હિંદુ પેટ્રિયટ'ના તંત્રી શ્રી ક્રિસ્ટોદાસ પાલ એના મંત્રી હતા, પણ એ કેવળ જમીનદારોનું પ્રતિનિધિત્વ ધરાવતું હતું, એટલે અપૂરતું હતું આથી શ્રી સુરેન્દ્રનાથે શ્રી આનદમોહન બોઝ સાથે મળીને 'ધી ઈન્ડિયન એસોસિયેશન' નામની એક સંસ્થા સ્થાપવાનો વિચાર કર્યો, અને વરસેકની તૈયારી પછી ઈ સ ૧૮૭૬ની ૨૬મી જુલાઈને રોજ એની સ્થાપના કરી આ સ્થાપના થઈ એની અગાઉ થોડા મહિનાઓ ઉપર 'ધી ઈન્ડિયન લીગ' નામની એક આવી જ સસ્થા સ્થપાઈ હતી એટલે આની શી જરૂર છે એવો વાધો બાબુ કાલિચરણ બૅનરજી નામના એક પ્રખ્યાત આગેવાને ઉઠાવ્યો હતો, અને એની સ્થાપનાની વિચારણા કરવા મળેલી સભામા એ એનો જાહેર વિરોધ કરવાના હતા વાત એમ બની કે ઉક્ત સભાને દિવસે શ્રી સુરેન્દ્રનાથનો એક પ્રિય પુત્ર મરણપથારી પર હતો, એટલે એઓ સભામાં હાજર થવાનો સંભવ નહોતો શ્રી સુરેન્દ્રનાથના મિત્રોને ભય લાગ્યો કે બાબુ કાલિચરણનો પક્ષ ઠીકઠીક મજબૂત હોવાથી અને એમની વક્તૃત્વશક્તિ પ્રબળ હોવાથી શ્રી સુરેન્દ્રનાથ જો સભામા નહીં આવે તો આખી વાત મારી જશે. આ ટેકેદારોનો સદેશવાહક શ્રી સુરેન્દ્રનાથ પાસે પહોચ્યો ત્યારે એમના પુત્રનુ શબ હજી પડ્યુ હતુ, અને ઘરમા રોકકળ ચાલતી હતી પણ નવા સ્થપાનારા મડળ માટેનો એમનો ઉત્સાહ અને દેશપ્રેમ એટલો બધો હતો કે સદેશો મળતા જરા પણ અચકાયા વિના એ સીધા સભામાં ગયા, અને જાણે કાંઈ જ બન્યું ન હોય એમ પૂરી સ્વસ્થતાથી એમણે એમા ભાગ લીધો. એમની દલીલો અને વક્તૃત્વનો છેવટે વિજય થયો ને એસોસિયેશનની સ્થાપના થઈ એ સભામા હાજર રહેનારા લોકોને બીજે દિવસે જ ખબર પડી કે પિતૃત્વની સ્વાભાવિક લાગણીઓને ઊંચે મૂકીને શ્રી સુરેન્દ્રનાથે કેવો અદ્ભુત આપભોગ આપ્યો હતો!

શ્રી સુરેન્દ્રનાથે આ મંડળમા કોઈ પણ હોદ્દો સ્વીકાર્યો નહોતો આઈ સી એસ માથી મળેલી બરતરફીને લીધે જાણી જોઈને એમણે એમ કરેલુ

બાકી બે એના એક સૌથી વધુ ઉત્સાહી અને સક્રિય કાર્યકર્તા હતા. વિદ્યાર્થી-નેતા તરીકે તથા મંડળના કાર્યકર્તા તરીકે એમણે દેશભરમાં ફરીને યુવાનામાં મૅઝિનીના આદર્શોનો, એના જ્વલંત દેશપ્રેમનો, અને એના નમૂનેદાર આત્મસમર્પણ ઇત્યાદિનો પ્રચાર કર્યો

આ મંડળના ઉદ્દેશો નીચે પ્રમાણે હતા

(૧) દેશમાં લોકમતનું એક મજબૂત સંગઠન ઊભું કરવું (૨) સર્વ સામાન્ય એવાં રાજકીય હિતો અને આકાંક્ષાઓના પાયા પર હિંદની બધી જાતિઓનું અને સમગ્ર જનતાનું એકીકરણ કરવું (૩) હિંદુ મુસલમાન વચ્ચે મૈત્રીની લાગણીઓની સુવૃદ્ધિ કરવી અને (૪) જે તે વખતની મહાન જાહેર હિલચાલોમાં આમજનતાને ભેળવવી

આ ઉદ્દેશોની સિદ્ધિની પહેલી મહાન તક વર્નૅકના અરસામાં તત્કાલીન હિંદી વજીર માર્ક્વિસ ઑફ સૅલિસબરીએ આપી. એમણે એવો હુકમ બહાર પાડ્યો કે આઈ.સી.એસ.ની ઇંગ્લંડમાં લેવાતી પ્રાવેશિક પરીક્ષામાં બેસનાર ઉમેદવારની ઉંમર ૧૯ કરતાં વધારે ન હોવી જોઈએ ત્યાર પહેલાં એ મર્યાદા ૨૧ની હતી, એ શ્રી સુરેન્દ્રનાથના પાતાના દાખલામાં નોંધાઈ ચૂકયું છે હિંદમાં બધાને લાગ્યું કે હિંદી ઉમેદવારોની કાંસ કાઢવાનો જ આ આડકતરો ઉપાય હતો. આથી ઇંગ્લંડમાં શ્રી દાદાભાઈ નવરોજીએ આની સામે સખત ઉકળાટ જાહેર કર્યો હતો, અને હિંદમા આની સામે સખત ચળવળ ચલાવવા પત્રો લખ્યા હતા આ હુકમની ખબર પડતાં જ ધી ઇન્ડિયન ઍસોસિયેશને એની સામે દેશવ્યાપી હિલચાલ ઉપાડવાનો ઠરાવ કર્યો. ઈ.સ. ૧૮૭૭ની ૨૪મી માર્ચે કલકત્તાના ટાઉન હૉલમાં એક મોટી સભા મળી એમા કલકત્તાના મોટા મોટા અને પ્રતિષ્ઠિત લોકોએ જ નહીં, પણ બંગાળાના ગામડાના વિસ્તારોના પ્રતિનિધિઓએ પણ ભાગ લીધો અને બ્રાહ્મસમાજના શ્રી કેશવચંદ્ર જેવા માણસ, જે કદી કોઈ રાજકીય સભામા જતા નહીં, તે પણ એમાં હાજર રહ્યા આ સફળ દેખાવ પછી એવી અને એથી મોટી એવી બીજી સભાઓ હિંદભરમાં ઠેરઠેર ભરવાનો અને લોકોના જુસ્સાને જાગ્રત કરી હિંદના બધા પ્રાંતોને એક સર્વસામાન્ય વ્યાસપીઠ પર એકઠા કરવાનો

અપૂર્વ વિચાર શ્રી સુરેન્દ્રનાથને આવ્યો. અને એ કામ માટે ઍસોસિયેશન તરફથી એમની ખાસ નિમણૂક કરવામાં આવી. આથી ઈ.સ. ૧૮૭૭ની ૨૬મી મેને રોજ, શાળાકૉલેજમાં પડેલી ઉનાળાની રજાઓનો લાભ લઈને, બાબુ નાગેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય નામના બંગાળાના એક તત્કાલીન પ્રસિદ્ધ વક્તાની સાથે સુરેન્દ્રનાથ ઉત્તર હિંદનાં શહેરોમાં પ્રચાર માટે નીકળી પડ્યા. આગ્રા, લાહોર, અમૃતસર, મિરત, અલ્હાબાદ, દિલ્હી, કાનપુર, લખનૌ અને કાશી એટલે સ્થળે એ ઘૂમી વળ્યા. કલકત્તાની સભામાં જે ઠરાવ થયો હતો, અને સિવિલ સર્વિસના ઉમેદવારની ઉંમર બાબત તથા આ પરીક્ષા હિંદમાં ને ઇંગ્લંડમાં બંને સ્થળે લેવાય એ માટે પાર્લમેન્ટ સમક્ષ અખિલ હિંદ તરફથી જે જાહેર અરજી કરવાનું ઠરાવાયું હતું, તેને ઉપર્યુક્ત બધે સ્થળે મળેલી સભાઓએ અનુમોદન આપ્યું; અને જ્યાં જ્યાં બન્યું ત્યાં ત્યાં ઇન્ડિયન ઍસોસિયેશન જોડે મળીને ભવિષ્યનાં આવાં કામો કરી શકે એવાં મંડળો સ્થપાયાં. આ સેવાયાત્રાની સફળતા જોઈને એમના મિત્રોએ એમને પશ્ચિમ અને દક્ષિણ હિંદમાં પણ એવા પ્રચારાર્થે મોકલવાનું ઠરાવ્યું. આથી ૧૮૭૮ના શિયાળામાં એ મુંબઈ આવ્યા; અને ત્યાંથી સુરત, અમદાવાદ, અને પૂના જઈ આવ્યા. ને પછી મદ્રાસની મુસાફરી કરી બનતી ઉતાવળે કલકત્તા પાછા ગયા. ઉપર્યુક્ત બધે સ્થળે ઉપર્યુક્ત ઠરાવ પસાર કરાવવામાં આવ્યા, અને ઉપર્યુક્ત અરજી માટે જરૂરી અનુમોદનો મેળવવામાં આવ્યાં.

એ જમાનામાં સરકારી નોકરોને જાહેર પ્રવૃત્તિમાં કે રાજકારણમાં ભાગ લેવાનો પ્રતિબંધ નહોતો, અને છૂપી પોલીસ તરફની કોઈ હેરાનગતિ નહોતી. કારણ રાજકીય રીતે શાંત ગણાય એવા અખિલ ભારતીય વાતાવરણમાં ભારતવાસીઓ તરફની સરકાર સામે ગણાય એવી કોઈ ચળવળ જ નહોતી! વાતાવરણ એટલું મૃતવત્ હતું કે ગવર્નર જેવા મોટા મોટા સરકારી અમલદારો પોતે કેટલીક વાર ઇચ્છતા કે કંઈ ને કંઈ જાહેરપ્રવૃત્તિ દેશમાં થતી રહે ને પ્રજા જીવે છે એવું કાંઈક દેખાય! ખરું પૂછો તો, આપણી હિંદી રાષ્ટ્રીય મહાસભાનો જન્મ પણ કેટલાક રાજ્યકર્તાઓની એવી ઉદાર ભાવનામાંથી જ થયો હતો. આથી સુરેન્દ્રનાથનું ઠેરઠેર સુંદર સ્વાગત કરવામાં આવ્યું હતું, અને

ઘણા સરકારી અમલદારોનો પણ એમને સાથ મળ્યો હતો! આ મુસાફરી અને પ્રવૃત્તિમાં એમને દેશનાં ઉમદામાં ઉમદા પુરુષોનો અને ભૈજાંઓનો પરિચય થયો. અને એમ એ કાળમાં પ્રથમ કહેવાય એવી એક અખિલ ભારતીય પ્રવૃત્તિનો અને કાર્યભાવનાનો ફેલાવો થયો. સર હેન્રી કૉટન નામના એક વખતના એક સરકારી અમલદારે પોતાના 'ન્યૂ ઇન્ડિયા' નામક પુસ્તકમાં એ વખતે સાચું જ લખેલું કે, "પંજાબમાં કોઈ બંગાળીનો આટલો પ્રભાવ પડે એવો ખ્યાલ લૉર્ડ લૉરેન્સને, કે કોઈ મૉન્ટેગોમેરીને યા મૅકલિયડને ન માની શકાય એવો લાગત; પણ બન્યું છે એમ જ. ઉત્તર હિંદમાં અંગ્રેજીમાં ભાષણ કરવા નીકળેલા એક બંગાળીની ગયા વર્ષની મુસાફરી વિજયયાત્રા સમાન નીવડી છે. અને હાલની ક્ષણે સુરેન્દ્રનાથ બૅનરજીનું નામ ઢાકાની ઊગતી પ્રજાના અંતરમાં જેટલો ઉત્સાહ પ્રેરે છે એટલો જ ઉત્સાહ એ મુલતાનના જુવાનોમાં પણ પ્રેરે છે."

લાહોરનું 'ટ્રિબ્યૂન' નામક પ્રખ્યાત પત્ર આ વિજયયાત્રા દરમિયાન અપાયેલી પ્રેરણામાંથી જ જન્મ્યું. એને માટેનું પ્રેસ શ્રી સુરેન્દ્રનાથે પોતે ખરીદી મોકલેલું.

આ પ્રચારકાર્યને અંતે તૈયાર થયેલી અરજી લઈને શ્રી સુરેન્દ્રનાથને પોતાને ઇંગ્લંડ મોકલવા એવો વિચાર થયેલો; પણ એમણે પોતે ના પાડવાથી ઍસોસિયેશન તરફથી શ્રી લાલમોહન ઘોષના નામના બીજા એક ગૃહસ્થને મોકલવામાં આવેલા. અને એમણે ઇંગ્લંડમાં કરેલા પ્રચારને લીધે, ને અરજી પાછળ હિંદભરનું જે પીઠબળ દાખવવામાં આવ્યું હતું એને લીધે, યોગ્ય હિંદીઓને આઈ.સી.એસ.માં બારોબાર નીમવાની ઈ. સ. ૧૮૭૦ના કાયદાથી હિંદી સરકારને જે સત્તા આપવામાં આવી હતી, પણ જેની નિયમાવલી ચાર જ કલમની કરવાની હોવા છતાં અત્યાર સુધી બહાર જ નહોતી પાડવામાં આવતી, તે સાત વર્ષ પછી તુરત બહાર પાડવામાં આવી. અને હિંદી ઉમેદવારોનાં દ્વાર કંઈક ખુલ્લાં થયાં! બાકી મુખ્ય માગણી તો અભરાઈ પર જ ચડાવી દેવાઈ!

આજે 'ખોદ્યો ડુંગર ને કાઢ્યો ઉંદર' એવી જ લાગતી આ મહેનત પણ એમ જ બતાવે છે કે, જે જમાનામાં આટલી નાની વસ્તુ માટે આટલી મહેનત કરવી પડતી એ જમાનામાં હિંદી જનતા કેટલી અઘોર નિદ્રામાં પડેલી હશે! અને શ્રી સુરેન્દ્રનાથ જેવા આદ્ય રાષ્ટ્રવાદીઓનું કામ કેવું વિકટ હશે!

## ૬

## પત્રકાર થયા! જેલ મળી!

સિવિલ સર્વિસની નોકરીની પ્રાવેશિક પરીક્ષા માટેના ઉમેદવારોની ઉંમરની મર્યાદા ઘટાડીને, હિંદી વજીર લૉર્ડ સૅલિસબરીએ જેમ હિંદના નવી કેળવણી પામેલા લોકોની લાગણીઓ દુભાવી; એમ બીજી દુભવણી એમણે લૉર્ડ લિટનની વાઈસરૉય તરીકે પસંદગી કરીને ઊભી કરી. માર્ક્વિસ ઑફ હાર્ટિંગ્ટને પાર્લમેન્ટમાંના પોતાના સ્થાન પરથી કહ્યું હતું, એમ હિંદનો એ ઊંધા જ પ્રકારનો વાઈસરૉય હતો. એણે હિંદીઓનાં હથિયાર ખૂંચવી લેવાનો કાયદો કરાવ્યો! એણે દેશી છાપાંને મોઢે ડૂચા દેવાનો કાળો કાયદો કરાવ્યો! અને એણે અફઘાનિસ્તાન સામે લડાઈ જાહેર કરી!

અફઘાનિસ્તાન સામે જે લડાઈ જાહેર કરવામાં આવી એથી હિંદની પ્રજાનું શું હિંદુનું કે મુસલમાનોનુ, સિવાય કે કદાચ સરહદો પર, વા જરાતરા લશ્કરમાં, રુવાડું પણ ફરક્યું નહોતું! ફક્ત દાદાભાઈ ઇંગ્લંડમાં એની સામે એવો આક્ષેપ કરતા કે, આવી શાહીવાદી લડાઈનું ખર્ચ હિંદને માથે શા માટે લાદવામાં આવે છે? પણ પહેલી બે બાબતો વિષે એમ નહોતું. દેશી છાપાંને મોંએ ડૂચો દેનારા ઈ.સ. ૧૮૭૮ના કાળા કાયદા સામે, તથા હિંદીઓને નિઃશસ્ત્ર કરવાના કાયદા સામે, ભારે પોકાર ઉઠાવવામાં આવ્યો હતો; અને એમાં શ્રી સુરેન્દ્રનાથ બંગાળમાં મોખરે હતા.

એમના ઇન્ડિયન એસોસિયેશને કલકત્તાના ટાઉન હૉલમાં એક જબરજસ્ત વિરોધસભા ભરી હતી. અને પાર્લમેન્ટમાં વિરોધપક્ષના મિ. ગ્લૅડસ્ટન પર અરજી પણ ઘડી મોકલી હતી. મિ. ગ્લૅડસ્ટને આનો

સહાનુભૂતિભર્યો જવાબ આપ્યો હતો. એવોર્ડ આવ્યા ને છેવટે લૉર્ડ રિપનની વાઈસરૉય તરીકે નિમણૂક થઈ, ત્યારે દેશી છાપા સામેનો કાળો કાયદો લોકઝુંબેશને ધ્યાનમાં લઈ રદ કરવામાં આવ્યો હતો. જોકે હથિયારોને લગતો કાયદો તો ઊભો જ રહ્યો હતો!

લૉર્ડ રિપને હોદ્દા પર આવતાંવેંત જ એક એવી જાહેરાત કરી હતી કે, મહારાણી વિક્ટોરિયાએ મને દેશની સુધરાઈઓ પર ખાસ ધ્યાન આપવાનું કહ્યું છે; કારણ લોકોની રાજકીય કેળવણી ખરી રીતે ત્યાં જ શરૂ થાય છે. આથી ઇન્ડિયન ઍસોસિયેશને બંગાળામાં ઠેર ઠેર ફરીને એવા ઠરાવો કરાવ્યા હતા કે સરકારે હવે સુધરાઈઓ પ્રજાકીય પાયા પર રચવી જોઈએ, અને એને ચૂંટાયેલા સભ્યોથી ચલાવવી જોઈએ. આ પ્રચારકાર્ય કર્યા પછી અને લોકમત નક્કી કર્યા પછી એ વાઈસરૉય પાસે એ ડેપ્યુટેશન લઈને ગયા હતા. ને વાઈસરૉયને અરજી ગુજારી હતી કે (૧) લોકલ બોર્ડો અને સુધરાઈઓની રચના ચૂંટણીની પદ્ધતિના પાયા પર હોવી જોઈએ, (૨) એમનો સભાપતિ (ચૅરમૅન) જે તે જિલ્લાનો કલેક્ટર કે મૅજિસ્ટ્રેટ નહીં હોવો જોઈએ. એ સ્થાન પર એ સંસ્થાઓએ પોતે ચૂંટેલો માણસ જ હોવો જોઈએ અને (૩) સૂચિત સ્થાનિક મંડળોમાં જ સરકાર નિયુક્ત સમિતિઓ ભેળવી દેવાની હોવાથી એની સત્તાઓ વિસ્તારવી જોઈએ.

આ અરજ ગુજારતાં સાથે સાથે એ લોકોએ દેશી છાપાંઓને લગતો કાળો કાયદો રદ કરવા માટે વાઈસરૉયને અભિનંદન આપેલું; ને હથિયારબંધીનો કાયદો પણ એવી રીતે રદ કરવાને દબાણ કરેલું. અલબત્ત એ દબાણ નિષ્ફળ જ ગયેલું.

દરમિયાન શ્રી સુરેન્દ્રનાથને અને ઇન્ડિયન ઍસોસિયેશનમાંના એમના મિત્રોને પોતાનું એક સ્વતંત્ર વાજિંત્ર હોવું જોઈએ એમ લાગેલું. આથી રૂ. ૧૬૦૦ ખર્ચીને શ્રી સુરેન્દ્રનાથે 'બંગાળી' નામના છાપાનું છાપખાનું ખરીદી લીધું. એ છાપું પોતે તો ખોટમાં જ કામ કરતું હતું, એટલે એને માટે કશું આપવાની જરૂર હતી નહીં; પણ હાથબદલો કાયદેસર કરવા એની શાખશુભેચ્છા ગણીને રૂ. ૧૦.૦૦ અંકે દસની નામની રકમ આપવામાં

આવી હતી. આમ ઈ. સ. ૧૮૭૯ની પહેલી જાનેવારીના રોજ શ્રી સુરેન્દ્રનાથ 'બંગાળી' નામક અંગ્રેજી અઠવાડિકના તંત્રી અને માલિક બન્યા. પહેલાં એ પત્ર ધી ઇન્ડિયન ઍસોસિયેશન જ ખરીદી લે, એવી કલ્પના કરવામાં આવી હતી. પણ છેવટે એમ ઠર્યું હતું કે, એક ઊગતા મંડળને આવા ખોટ ખાતા ધંધામાં વળી ક્યાં નાખવું?

એ વખતે 'ધી ઇન્ડિયન મિરર'ને બાદ કરો, તો બધાં બંગાળી છાપાં અઠવાડિક જ હતાં. તાજા સમાચાર માટેની તરસ જેવું કાંઈ ખાસ હતું જ નહીં. એક સરકારી હાઈસ્કૂલના વડા શિક્ષકે શ્રી સુરેન્દ્રનાથને વાતચીતમાં કહ્યું હતું કે, મને 'બંગાળી' વાંચતાં અઠવાડિયું થાય છે! એ દૈનિક હોય તો તો મારે કેવી રીતે વાંચવુ એ પ્રશ્ન જ થઈ પડે! સામાન્ય વાચકવર્ગની મનોદશા છાપાંઓ બાબત આવી હતી.

'બંગાળી' પત્રમાં શ્રી સુરેન્દ્રનાથનું પહેલું નોંધપાત્ર કામ, સર ઍશલી ઈડન નામના બંગાળાના લેફ્ટેનન્ટ ગર્વનરના વિદાયમાનમાં જાહેરપ્રજાને નામે થનારા મેળાવડાનો વિરોધ કરવાનું હતું. સર ઍશલીએ પોતાના વહીવટ દરમિયાન ઘણા મિત્રો મેળવ્યા હતા; પણ દેશી છાપાં સામેના કાળા કાયદાના એ પક્ષકાર હતા, અને સામાન્ય રીતે કોઈ પણ પ્રગતિશીલ આદર્શો વગરના હતા. આ હિલચાલમાં શ્રી સુરેન્દ્રનાથને ફતેહ મળી હતી; અને મિત્રો અને પ્રશંસકોએ છેવટે એમને પોતાના મર્યાદિત નામે જ વિદાયમાન આપ્યું હતું.

એમના પત્રકાર તરીકેના જીવનમાં બીજો મહાન બનાવ ઈ. સ. ૧૮૮૩માં એમના પર મંડાયેલો બદનક્ષીનો મુકદ્દમો, અને એમાં એમને મળેલી બે માસની જેલ છે. વાત એમ બની કે બીજી એપ્રિલ, ૧૮૮૩ના 'બંગાળી'માં નીચેના અર્થનો એક લઘુ અગ્રલેખ એમણે લખેલો.

> "હાઈકોર્ટના ન્યાયાધીશો અત્યાર સુધી સમાજના સર્વના માનના અધિકારી રહ્યા છે. અલબત્ત, એમની ભૂલો ઘણી વાર થઈ છે, અને પોતાની ફરજો બજાવવામાં એઓ ઘણી વાર નિષ્ફળ નીવડ્યા છે. પણ એમની ભૂલો ભાગ્યે જ લાગણીવશતાને કારણે, અથવા તો શાણપણ અને સભ્યતાની સામાન્ય વિચારણાઓની અવગણનાને કારણે થઈ છે. પરંતુ

હાલ આપણી વચ્ચે એક એવા ન્યાયાધીશ છે કે, જે વસ્તુત જેફ્રીઝ અને સ્કોગ્ગના જમાનાની યાદ જોકે આપણને નથી કરાવતા, છતાં જેટલો વખત હાઈકોર્ટની ખુરશી પર બિરાજમાન છે એટલા વખતમા એવું તો પૂરતુ કરી જ ચૂક્યા છે કે, જેથી આ ઊંચા પદને માટે અને દેશના ઉચ્ચતમ ન્યાયમદિરના હોદ્દા સાથે અવિભિન્ન એવી મોટપની પરપરાઓ જાળવી રાખવા માટે, એઓ કેટલા નાલાયક છે એ જણાઈ આવે આ કટારોમા અમે વખતોવખત ન્યાયમૂર્તિ નૉરિસની કાર્યવાહીઓ વિષે લખ્યું છે, પણ હવે એમણે હદ કરી છે, એટલે અમે એક સમકાલીનની કટારોમા આવેલા અહેવાલો પ્રમાણેની હકીકતો તરફ ધ્યાન ખેંચીએ છીએ અમારી માહિતીનો આધાર ' ધી બ્રહ્મો પબ્લિક ઓપિનિયન ' છે એમા કહેલી હકીકતો નીચે મુજબ છે ન્યાયમૂર્તિ મિ. નૉરિસ હુગલીને ભભૂકાવી મૂકવાનો નિશ્ચય કરી બેઠા છે એ નામદારની જબરદસ્તીનું છેલ્લુ પરાક્રમ પૂજાના શાલીગ્રામને ઓળખાણની ખાતરી માટે ન્યાયમદિરમાં હાજર કરાવવાનું છે! છેલ્લી વડી ન્યાયાધીશીમાં અને કલકત્તાની વર્તમાન હાઈકોર્ટમા હિંદુમૂર્તિઓના કબજાને લગતા ઘણા મુકદ્દમા આવી ચૂકેલા છે પણ હિંદુ ઘરના કુળદેવતાને આની પૂર્વે કદી ન્યાયના દરબારમા ઘસડી લાવવામાં આવ્યા નથી આપણા કલકત્તાના ધર્મરાજાએ મૂર્તિ તરફ જોઈને કહ્યુ ક એ સો વર્ષ જૂની ન હોઈ શકે એટલે ન્યાયમૂર્તિ નૉરિસ કાયદા અને વૈદકમા નિપુણ નથી, હિંદુ મૂર્તિઓના પણ વિવેચન-વિશારદ છે એઓ શું નથી એ કહેવુ મુશ્કેલ છે •

"એક પૂજનીય મૂર્તિ, જેની નજીક પોતાના ધર્મની વિધિઓ પ્રમાણે પરિશુદ્ધ થયા પછી ફક્ત બ્રાહ્મણો જ જઈ શકે છે, એને દરબારમા ખેંચી આણવા જેટલા જે ન્યાયાધીશ લોકલાગણીથી અનભિજ્ઞ હોય, અને જે ન્યાયાધીશ જનતાની પરમ પવિત્ર મનાયેલી ભાવનાઓ વિષે આટલો અનાદર સેવતા હોય, એને વિષે અમારે શુ ધારવુ ? આવી કાર્યવાહીની હિંદી સરકાર ખબર લેશે ? લોકોની ધાર્મિક લાગણીઓ તો હમેશાં વડી સરકારને મન નાજુક સભાળનો વિષય છે "

શ્રી ચિત્તરંજન દાસના પિતા બાબુ ભુવનમોહન દાસ ઉક્ત 'બ્રહ્મો પબ્લિક ઓપિનિયન' પત્રના સંપાદક હતા. અને એઓ હાઈકોર્ટના સુ-વિખ્યાત બૅરિસ્ટર હોઈ પોતાની જવાબદારી સમજતા હતા. એમણે ઉક્ત હકીકતો બહાર પાડી, છતાં એનો કોઈ ઈન્કાર પ્રસિદ્ધ નહોતો થયો; એટલે એ હકીકતો તો સાચી જ છે, એમ શ્રી સુરેન્દ્રનાથે માની લીધું; અને એમાં જે પ્રગટ થયું હતું, એનો સાર પોતાના પત્રમાં પ્રગટ કરી પોતાની ટીકા કરી.

આ ટીકા પ્રગટ થઈ ત્યાર પછી થોડા જ વખતમાં બીજી મેના રોજ હાઈકોર્ટે નોટિસ કાઢી કે, તમારા પર કોર્ટના તિરસ્કાર માટે શા માટે કામ ન ચલાવવું, એનું કારણ બતાવો. પાંચમી મેને રોજ એની સુનાવણી હતી. શ્રી સુરેન્દ્રનાથના વકીલ મિત્ર શ્રી મનોમોહન ઘોષ બીમાર હતા, અને બીજો કોઈ બૅરિસ્ટર એમને મળી શક્યો નહીં. છેવટે શ્રી વ્યોમેશચંદ્ર બૅનરજીએ એમનો કેસ હાથમાં લેવાનું કબૂલ કર્યું; પણ તે એ શરતે કે સુરેન્દ્રનાથે માફી માગવી અને પોતાની ટીકા પાછી ખેંચી લેવી! શ્રી સુરેન્દ્રનાથને પણ લાગ્યું કે જેફ્રેઝ અને સ્ક્રોગ્સ સાથેની, જે સરખામણી એમણે મિ. નૉરિસના સંબંધમાં સૂચવી હતી, એ બચાવ ન થઈ શકે એવી અને અન્યાયી છે, એટલે એ કબૂલ થયા. *

પાંચમી તારીખે સુનાવણી નીકળી. લોકોનું ધ્યાન આ મુકદ્દમા તરફ બહુ ખેંચાયું હોવાથી કોર્ટની આજુબાજુ લોકોની ભારે ઠઠ જામી હતી. ખાસ કરીને વિદ્યાર્થીઓ પોતાના પ્રિય નેતા સામેના કેસમાં શું થાય છે એ જોવા મોટી સંખ્યામાં હાજર થયા હતા. પોલીસ બંદોબસ્ત પણ તદનુસાર ભારે હતો. યુરોપિયન અને હિંદી બંને પ્રકારની પોલીસની મોટી સંખ્યા હાજર રાખવામાં આવી હતી. કોર્ટ પણ ચિકાર હતી. ભોંય પર કે ગૅલેરીમાં એક ઇંચ પણ જગા પ્રેક્ષકોની ભીડને કારણે ખાલી નહોતી. સુનાવણી પછી કેસ ચાલ્યો, ને કેસને અંતે એમને બે માસની સાદી સજા કરવામાં આવી. ન્યાયાધીશોમાં ન્યાયમૂર્તિ રોમેશચંદ્ર મિત્ર એકલા જેલની સજાની વિરુદ્ધ હતા. એમને જુદું જજમેન્ટ ન આપવા મુખ્ય ન્યાયાધીશે બહુ સમજાવ્યા હતા. પણ એઓ

પોતાના અભિપ્રાય પર મક્કમ રહ્યા હતા કે આગળ એક મિ. ટેઈલરના કેસમાં વડા ન્યાયાધીશે દંડની સજા પૂરતી માની હતી, એમ જ આ કેસમાં ફક્ત દંડની જ સજા થવી જોઈએ. પણ ન્યાયાધીશોમાં યુરોપિયન ન્યાયાધીશોની જ બહુમતી હતી, એટલે એમના મત પ્રમાણે જેલની જ સજા ફરમાવવામાં આવી હતી.

જેલમાં એમને સિવિલ જેલમાં રાખવામાં આવ્યા હતા, અને વાંચવા લખવાની તથા મુલાકાત વગેરેની બનતી બધી જ છૂટ આપવામાં આવી હતી. શ્રી સુરેન્દ્રનાથ અંગત રીતે મૂર્તિપૂજામાં માનતા ન હતા; છતાં હિંદુ જનતાની ધાર્મિક લાગણીઓને ધ્યાનમાં રાખી, હિંદુ દેવમૂર્તિના સન્માનાર્થે, એમણે જે ઘોષણા કરી હતી, એથી હિંદુ જનતા પર આ સજાને લીધે એમને વિષે ભારે લાગણીનુ મોજું ફરી વળ્યું હતું. વિદ્યાર્થીઓએ તો એ દિવસે કોર્ટની આગળ તોફાન જ કર્યું હતું; અને એમાં નોંધવા જેવી વાત એ છે કે, પાછળથી એ જ હાઈકોર્ટના ન્યાયાધીશ અને કલકત્તા યુનિવર્સિટીના કુલનાયક થયા, એ આશુતોષ મુકરજી જેવા પ્રખ્યાત જુવાન એમાં હતા.

કલકત્તાના 'સ્ટેટ્સમેને' એક ખાસ લેખમાળા લખીને આ સજાને વખોડી કાઢી હતી. અને કલકત્તામાં જ નહીં, હિંદભરમાં આ સજાની જનતા પર ઊંડી અસર થઈ હતી. કલકત્તામાં તરત હડતાલ પડી હતી. વિદ્યાર્થીઓએ શોક પાળ્યો હતો, અને કલકત્તાના બધા હૉલ વિરોધસભા માટે સાંકડા પડવાથી લોકોએ પહેલી વાર ખુલ્લા આકાશ તળે વિરોધસભા કરી હતી! લાહોર, અમૃતસર, ફૈઝાબાદ, પૂના અને બીજાં અગત્યનાં કેન્દ્રોમાં પણ લોકોએ સભાઓ ભરીને આ સજાને વખોડી કાઢી હતી.

આમ હાઈકોર્ટના ન્યાયાધીશોના આ પગલાથી દેશમાં જાગૃતિ વધી, અને દેશના ગમે તે ભાગમાં કે ગમે તે આગેવાન પર હાથ નખાય ત્યારે બધાએ ઊભા થવું જોઈએ અને વિરોધ કરવો જોઈએ એવી નવી ભાવના જાગી! આ જાગૃતિએ બંગાળામાં પત્રકારત્વને પણ નવું ઉત્તેજન આપ્યું; ને 'બંગવાસી' તથા 'સંજીવની' જેવાં પૈસાપત્રો ને વર્તમાનપત્રોની નવી સ્થાપના થઈ. બાબુ તારાપદ બેનરજી નામના એક બિરાદરે તો શ્રી સુરેન્દ્રનાથના જેલવાસની યાદગીરીમાં એક રાષ્ટ્રીય ફંડ કરવાનો વિચાર મૂક્યો

હતો. ૨૦,૦૦૦ રૂપિયા એ ફંડમાં એકઠા થયા હતા, ને ધી ઇન્ડિયન એસો-સિયેશનને રાજકીય પ્રચાર-કાર્યાર્થે એની સોંપણ કરવામાં આવી હતી. આ ફંડ નાનું હોવા છતાં, પાછળથી બંગભંગની હિલચાલમાં બહુ કામ આવ્યું હતું!

## ૭

## વિવિધ રાજકીય પ્રવૃત્તિ

બાબુ સુરેન્દ્રનાથ જેલમાંથી છૂટે ત્યારે કોઈ દેખાવો ના થાય એ માટે એમને ચોથી જુલાઈને રોજ સવારે ચાર વાગ્યે ઉઠાડીને એક ટાંગામાં બેસાડવામાં આવ્યા હતા, અને શહેરના વિવિધ ભાગોમાંથી થઈને સવારે છ વાગ્યે 'બંગાળી'ના કાર્યાલય આગળ જેલરે એમને ઉતાર્યા હતા. આથી ઊલટા એકને બદલે બે દેખાવો થયા હતા. વહેલી સવારથી જે લોકોનું ટોળું ઇલાકાની જેલ આગળ શ્રી સુરેન્દ્રનાથના છૂટવાની રાહ જોતું હતું, એણે પ્રથમ ત્યાં દેખાવો કર્યા; અને પછી ટાંગાની પૂંઠે પૂંઠે આવીને 'બંગાળી'ના કાર્યાલય આગળ પણ દેખાવો કર્યા.

જેલમાંથી છૂટયા પછી એમણે રાષ્ટ્રીય ફંડનું કામ ઉપાડી લીધું. ૧૮૮૩ ના જુલાઈની ૧૭મીએ દસ હજાર કરતાં વધારે માણસોની એક ગંજાવર સભા કલકત્તામાં ભરવામાં આવી. એણે હિંદમાં અને ઇંગ્લંડમાં બંધારણીય પ્રવૃત્તિઓ દ્વારા દેશની રાજકીય અભિવૃદ્ધિ કરવા માટે એક રાષ્ટ્રીય ફંડ ઊભું કરવાનું ઠરાવ્યું.

ત્યાર બાદ, બીજું કામ આ હિંદવ્યાપી થતી જતી રાજકીય જાગૃતિને રાષ્ટ્રીય સ્વરૂપ આપવા માટે હિંદી રાષ્ટ્રીય પરિષદ ભરવાનું કરવામાં આવ્યું. આ અરસામાં વાઈસરૉયની કાઉન્સિલના એક ઇલબર્ટ નામના એક અંગ્રેજ સભ્યે એવું બીજું બિલ રજૂ કર્યું હતું કે, જેથી કાયદાની અદાલતમાં હિંદી પ્રજા વચ્ચે કાળાગોરાનો જે ભેદ હતો, તે એકીસપાટે નાબૂદ થતો હતો. એની સામે ગોરાઓએ અને આંગ્લહિંદીઓએ ભારે ઝુંબેશ ઉપાડી હતી. એઓએ પોતાના વડપણના કાયદાઓ જાળવી રાખવા માટે દોઢ લાખ કરતાં વધારે

રૂપિયા જોતજોતામાં એકઠા કર્યા હતા, અને ઠેર ઠેર સભાઓ ભરીને, ઇલબર્ટ બિલને વખોડી કાઢીને, એ પસાર થાય તો આકાશ-પાતાળ એક કરવાની તરેહવાર ધમકીઓ આપીને હિંદના ઊગતા રાષ્ટ્રવાદીઓને આડકતરી રીતે પોતાનું સંગઠન કરવાની અને નકલ કરવાની ભારે ઉશ્કેરણી કરી હતી. આ બધાં કારણોથી પુષ્ટ થયેલ હિંદી રાષ્ટ્રીય પરિષદનો ખ્યાલ ૧૮૮૩ના ડિસેમ્બરમાં મૂર્તિમંત થયો હતો; અને દેશના જુદા જુદા ભાગોમાંથી સો જેટલા પ્રતિનિધિઓ કલકત્તાના આલ્બર્ટ હૉલમા એકઠા થયા હતા. ડિસેંબર ૨૮ થી ૩૦ સુધી આ પરિષદ મળી હતી. અને એમાં સિવિલ સર્વિસની પ્રાવેશિક પરીક્ષા માટેની વયમર્યાદાનો પ્રશ્ન, ધારાસભાને સુધારીને ચૂંટણીના સિદ્ધાંત પર રચવાનો અને પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતું કરવાનો પ્રશ્ન, કેળવણીનો પ્રશ્ન, ન્યાયખાતાને રાજ્યના વહીવટી ખાતાથી સ્વતંત્ર કરવાનો પ્રશ્ન ઇત્યાદિ પ્રશ્નો ચર્ચાયા હતા. આ પરિષદમાં પ્રેક્ષક તરીકે હાજર રહેલા એકમાત્ર યુરોપિયન તરીકે મિ. વિલ્ફ્રિડ બ્લંટે લખ્યું છે કે, "આમાં સુરેન્દ્રનાથે સિવિલ સર્વિસ પર કરેલો હુમલો એ આખી પરિષદનો સારામાં સારો દેખાવ હતો મારા જીવનમાં ક્યારેય મેં આનાથી વધારે સારું ભાષણ સાભળ્યુ નથી. મિ. બૅનરજી અને બોઝ બંને ઊંચા પ્રકારના વક્તા હતા. અને પરિષદની શરૂઆત વાદ્ય સાથે ગાવામાં આવેલા એક રાષ્ટ્રીય સ્તોત્રથી કરવામાં આવી હતી"

૧૮૮૪ની ઉનાળાની લાંબી રજાઓ શ્રી સુરેન્દ્રનાથે ઉત્તર હિંદની બીજી સેવાયાત્રાએ નીકળવામા ગાળી આઈ.સી.એસ.ની પ્રાવેશિક પરીક્ષા માટેના ઉમેદવારોની ઉંમરની મર્યાદા હિંદીઓને કેટલી અન્યાયકર્તા છે એ બાબતનો પોકાર વ્યક્ત કર્યા પછી પોતાના ભાષણોમા ઠેર ઠેર એમણે બંગાળે ઊભું કર્યું છે એવુ રાષ્ટ્રીય ફંડ કરવાની, સંગઠિત થવાની અને રાજકીય જાગૃતિનું કામ કરવાની હાકલ કરી હતી

વયમર્યાદાની હિલચાલને છેવટે લૉર્ડ રિપનની હિંદી સરકારે સર્વાનુમતે ટેકો આપ્યો હતો બીજે જ વર્ષે દેશમાની સરકારી નોકરીઓને અંગે એક તપાસસમિતિ નીમવામાં આવી હતી અને એની ભલામણોના પરિણામે એમાં સુધારો કરવામાં આવ્યો હતો

ઈ.સ. ૧૮૮૪માં લૉર્ડ રિપને હિંદની વિદાય લીધી હતી પરદેશી રાજ્ય એક મોટું વિષવૃક્ષ છે. એને મૂળમાંથી ઉખેડી ન કઢાય ત્યા સુધી કોઈ પણ દેશની સ્થિતિ સુધારવામાં ઝાઝું થઈ જ ન શકે, પણ મજલૂમ દેશ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર એક અમલદારથી, જે થોડુઘણુ થઈ શકે, એટ઼ું લૉર્ડ રિપને હિંદીઓને ખૂંચતી બાબતોને લગતા કેટલાક રાહતના પગલા ભરીને કર્યું હતું એ જમાનામા આ એટ઼ું બધુ ગણાતું કે એથી લૉર્ડ રિપન હિંદમાં ઘણા જ લોકપ્રિય થઈ પડ્યા હતા બીજુ, ગોરાઓના વિશેષ હક્કો રદ કરવાનો કાયદો રજૂ કરવાથી ગોરાઓમા એ ઘણા અપ્રિય થઈ પડયા હતા એથી હિંદીઓએ એને વિદાયમાન આપવાની પોતાની બેવડી ફરજ છે એમ માન્યુ હતુ તદનુસાર કલકત્તામાં વિદાયમાનનો જંગી મેળાવડો ભરવામાં આવ્યો હતો શ્રી સુરેન્દ્રનાથે આમા યશસ્વી ભાગ ભજવ્યો હતો

લૉર્ડ રિપનની પછી લૉર્ડ ડફરિન વાઈસરૉય તરીકે પધાર્યા હતા ઇંગ્લંડમા શ્રી સુરેન્દ્રનાથને એમની પ્રથમ ઓળખાણ થઈ હતી એ પણ લૉર્ડ રિપનના જેવા સારા જ નીવડશે એમ લોકો માનતા હતા. આથી એઓ જ્યારે કલકત્તા પધાર્યા, ત્યારે ધી ઇન્ડિયન ઍસોસિયેશને એમને માનપત્ર આપી સન્માન્યા હતા એ માનપત્રનો ખરડો શ્રી સુરેન્દ્રનાથે જ ઘડ્યો હતો હિંદી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના પૂર્વે એક વરસ પર અપાયેલા આ માન પત્રમા ૨૪મી ડિસેમ્બર, ઈ.સ ૧૮૮૪ને રોજ પ્રાંતિક ધારામંડળની પુનર્ઘટના કરવાની જરૂર પર ભાર મૂકવામા આવ્યો હતો, અને પડોશના લંકાના તાજના સંસ્થાનમા પણ લોકોનો અવાજ રજૂ કરી શકે એવું ધારામંડળ છે, પછી અહીં શા માટે નહીં એવી ફરિયાદ કરવામાં આવી હતી લૉર્ડ ડફરિને આનો સહાનુભૂતિભર્યો જવાબ આપ્યો હતો અને એ વખતે પાછળથી હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ બનનાર મિ જ્યૉર્જ યૂલ, જેઓ શ્રી સુરેન્દ્ર નાથની પાસેની જ ખુરશીમા બેઠા હતા, તે બોલી ઊઠ્યા હતા કે "મિ સુરેન્દ્રનાથ, હવેના પાંચ વર્ષના ગાળામા તમને આ સુધારો મળી રહેશે" એ પ્રમાણે પાંચ વર્ષના પ્રચારકાર્યને અંતે એ સુધારો આપવામાં આવ્યો હતો

મહેસૂલ વધારવા માટે બંગાળના હુગલી જિલ્લામાં ઈ.સ. ૧૮૮૫માં એક નવી યુક્તિ કરવામાં આવી હતી. એના પરિણામે દેશી દારૂની કિંમત લગભગ અડધી ઘટી ગઈ. આથી દારૂ પીનારા લોકોમાં દારૂની બદી ખૂબ વધી પડી. શ્રી સુરેન્દ્રનાથના પોતાના નિવાસસ્થાનથી ફેંકાવા જેટલે છેટે જ નદીના કિનારા પર એક દારૂની દુકાન હતી. અત્યાર અગાઉ દારૂથી થતી ભારે હાલાકીની ઘણી વાતો એમને કાને આવી હતી, પણ હવે એમને એ દારૂની દુકાનમાં જઈને પ્રત્યક્ષ જોવાની ઇચ્છા થઈ. એઓ ત્યાં ગયા. પરિણામે નશામાં ચકચૂર બની ત્યાં મડદા જેવા થઈ પડેલા, તથા ઉન્માદની સ્થિતિમાં લવરી કરતા અને નાચતા લોકોની જે બીભત્સ દશા એમણે જાતે જોઈ, એની એમના મન પર એટલી ઊંડી અસર થઈ કે એમણે આ સ્થિતિ સુધારવાનો નિશ્ચય કર્યો.

તદનુસાર, એમણે બીજાઓ સાથે મળીને લોકોને દારૂથી દૂર ભાગવાનો ઉપદેશ આપવાની, અને સરકારને સસ્તા દારૂની નવી રાજનીતિ છોડી દેવાનું કહેવાની જાહેરસભાઓ ભરીને હિલચાલ ઉપાડી. ખુલ્લા આકાશ તળે, અને કેટલીક વાર તો વરસતા વરસાદે, ગામડે ગામડે ભરાતી આ સભાઓમાં લોકો હજારોની સંખ્યામાં હાજર થતા. શ્રી સુરેન્દ્રનાથે આ સભાઓમાં પહેલી વાર પોતાની માતૃભાષામાં જ ભાષણો આપવાની ટેવ પાડી. શ્રોતાઓ ઘણી વાર નીચલામાં નીચલા થરના લોકો પણ હોવાથી એમને સાદામાં સાદી ભાષા વાપરવી પડતી. એમનું અંગ્રેજી વક્તૃત્વ ઊંચા પ્રકારનું થઈ ચૂક્યું હતું પણ દેશી ભાષામાં એવું બોલાશે કે કેમ એની એમને પોતાને શંકા હતી. અનુભવે આ શંકાને નાપાયાદાર બતાવી; અને શ્રી સુરેન્દ્રનાથે અંગ્રેજીની જેમ બંગાળી-માં સારામાં સારાં વ્યાખ્યાનો આપનાર સુપ્રસિદ્ધ વક્તા બન્યા! હવે પછી આવનારી બંગભંગની હિલચાલ વખતે આ કેળવણી એમને બહુ કામ આવી.

લોકમત એટલો જાગ્રત અને સ્પષ્ટ થયો કે સરકારને સસ્તા દારૂની પોતાની નીતિ છેવટે છોડી દેવી પડી, અને હુગલી જિલ્લોના ગરીબ વર્ગો દારૂના દૈત્યની રાક્ષસી પકડમાંથી મુકાબલે મુક્ત થયા.

ઈ.સ. ૧૮૮૫ના ડિસેમ્બરમાં બીજી હિંદી રાષ્ટ્રીય પરિષદ ભરવામાં આવી. આ વખતે એને કલકત્તાનાં ત્રણ અગ્રણી મંડળો તરફથી બોલાવવામાં આવી હતી: (૧) જમીનદારનું બ્રિટિશ ઈન્ડિયન ઍસોસિયેશન (૨) મધ્યમ વર્ગોનું ધી ઈન્ડિયન ઍસોસિયેશન (૩) અને જનાબ અલીઅમીરના મંત્રીત્વ નીચે ચાલતું ધી સેન્ટ્રલ મોહમેડન ઍસોસિયેશન. કલકત્તામાં આ પરિષદ મળતી હતી, ત્યારે મુંબઈમાં એ જ નીતિરીતિ પર યોજયેલી અને એ જ કાર્યક્રમ ધરાવતી હિંદી રાષ્ટ્રીય મહાસભાની પ્રથમ બેઠક મળી હતી. શ્રી વ્યોમેશચંદ્ર બૅનરજી એના પ્રમુખ હતા. શ્રી સુરેન્દ્રનાથને આમંત્રણ હતું; પણ ઉપર્યુક્ત પરિષદની અને આ મહાસભાની તારીખો એક જ હોવાથી, આમાં હાજર નહીં થવા બાબત એમણે દિલગીરી દર્શાવી હતી. આ બેઠક પછી શ્રી સુરેન્દ્રનાથ વગેરે પરિષદના મિત્રો રાષ્ટ્રીય મહાસભામાં ભળી ગયા, ને એનું સક્રિય કામ કરવા લાગ્યા. પરિણામે શ્રી દાદાભાઈ નવરોજીના પ્રમુખપણા નીચે મહાસભાની બીજી બેઠક કલકત્તામાં મળી. શ્રી સુરેન્દ્રનાથે ત્યારથી સુરતની બેઠક સુધી બધી બેઠકોમાં હાજર રહીને આગેવાનીભર્યો ભાગ ભજવ્યો છે.

બંગાળામાં ત્યાર પછી એમણે અને એમના સાથીઓએ પ્રાંતિક પરિષદની એક નવી પ્રવૃત્તિ શરૂ કરી. ઈ. સ. ૧૮૮૮માં બંગાળાની પહેલી પ્રાંતિક પરિષદ ભરાઈ. એનું અનુકરણ પાછળથી બધા પ્રાંતોએ કર્યું; અને એમ, હિંદી રાષ્ટ્રીય મહાસભા પોતાના વ્યાપક આદર્શને કારણે, પ્રાંતેપ્રાંતના નાના નાના જે પ્રશ્નો નહોતા ઉપાડી શકતી, તે આ પરિષદોએ ઉપાડવા માંડ્યા.

ઈ.સ. ૧૮૮૯ની મહાસભાની બેઠકમાં મુંબઈમાં એમને ફંડ માટે અપીલ કરવાનું કામ સોંપ્યું હતું. એમના ભાષણથી એક જ કલાકમાં રૂ. ૬૪,૦૦૦ની લખણી થઈ હતી. અને રૂ. ૨૦,૦૦૦ કરતાં વધારે ત્યાં જ રોકડા મળી ગયા હતા. એમાં હાજર રહેલી બહેનો પર એ ભાષણની એટલી બધી અસર થઈ હતી કે, એમણે પોતાનાં ઘડિયાળો અને ઘરેણાં સુધ્ધાં એ ફંડમાં આપી દીધાં હતાં. આવા ઉત્સાહના દેખાવો એ જમાનામાં આ પહેલી જ વારના હતા.

૮

# ઇંગ્લંડમાં કૉંગ્રેસ ડેપ્યુટેશન

હિંદી રાષ્ટ્રીય મહાસભાની ઈ.સ. ૧૮૮૯ની મુંબઈની બેઠકે ઠરાવ કર્યો હતો કે મિ. હ્યૂમ, સર ફીરોજશાહ મહેતા, શ્રી મનોમોહન ઘોષ, મિ. વ્યોમેશચંદ્ર બૅનરજી, જનાબ શરીફુદ્દીન, મિ. યાર્ડલી નૉર્ટન, શ્રી આર. એન. મુધોલકર, અને શ્રી સુરેન્દ્રનાથ વગેરે અમુક નિયુક્ત મહાજનોનું એક ડેપ્યુટેશન ઇંગ્લંડ મોકલવું, અને એમણે ત્યાં મહાસભાના વિચારો રજૂ કરવા તથા ત્યાંના બ્રિટિશ પ્રજાજનોના ધ્યાન પર મહાસભા જે રાજકીય સુધારાઓ માગે છે તે માટે દબાણ કરવું. ડેપ્યુટેશનના દરેક સભ્યે જ પોતપોતાનું ખર્ચ ઉપાડી લેવાનું હતું. શ્રી સુરેન્દ્રનાથ પાસે રૂ. ૧૩૦૦૦ જેટલી જ બચત હતી. ખર્ચનો અંદાજ રૂ. ૪,૦૦૦ હતો, એટલે લગભગ ૧/૩ ભાગ એમણે પોતાની મિલકતમાંથી મહાસભાના આ કામ માટે ખર્ચવા તૈયાર થવાનું હતું. ઉક્ત બચત પત્નીના નામ પર સરકારી જામીનગીરીમાં રોકેલી હતી, એટલે એમણે એમને એની વાત કરી. પત્નીએ ખુશીથી પોતાની સમતિ આપી, અને એમ જરૂરી જામીનગીરીઓ વેચીને શ્રી સુરેન્દ્રનાથ મહાસભાના આ પહેલા ડેપ્યુટેશનમાં સામેલ થયા ને ઈ.સ. ૧૮૯૦ના એપ્રિલમાં લંડન પહોંચ્યા.

ઇંગ્લંડ, વેલ્સ અને સ્કૉટલંડ ત્રણે દેશોનાં મોટાં મોટાં ગામોમાં ડેપ્યુટેશને ફર્યું હતું, અને ભાષણો કર્યાં હતાં. "રૂપેરી રણકાવાળી" જીભ ધરાવતા શ્રી સુરેન્દ્રનાથના વક્તૃત્વથી ઘણા શ્રોતાઓ આકર્ષાતા. અને અજાતા હિંદી રાષ્ટ્રીય મહાસભાની બ્રિટિશ સમિતિ સમક્ષ દક્ષિણ ઇંગ્લંડ અને વેલ્સમાંની સભાઓ ગોઠવનાર મિ. ઑગસ્ટિન હતા. પોતાના વિવિસરના અહેવાલમાં એઓ લખે છે:

> "બધી સભાઓમાં એવી માગણી થતી કે મિ. બૅનરજી, તમે અહીં ફરી પધારજો. જ્યાં એક વાર એ આવી ગયા છે, ત્યાં એમની હાજરીથી આપણી પ્રવૃત્તિને મોટો લાભ થશે. કારણ એમની હાજરીમાત્રથી

શ્રોતાઓનાં ટોળેટોળાં ત્યાં ઊભરાશે. આ હકીકતની અગત્ય જેમ મેં મિ. બૅનરજી અને મિ. હ્યૂમની આગળ રજૂ કરી છે, એમ તમારી સમિતિની આગળ મજબૂતપણે રજૂ કરું છું."

આ બધી સભાઓ પછી ડેપ્યુટેશન મિ. ગ્લૅડસ્ટનને મળ્યું હતું. એમણે સહાનુભૂતિ વ્યક્ત કરી હતી, અને ધારામંડળોને વિસ્તૃત કરવાનું લૉર્ડ ક્રૉસનું બિલ જ્યારે પાર્લમેન્ટમાં બીજા વાચન માટે રજૂ થયું હતું, ત્યારે ગ્લૅડસ્ટને હિંદીઓને સાચું અને જીવતુંજાગતું પ્રતિનિધિત્વ આપવાની હિમાયત કરી હતી. છેવટે ચૂંટણીનો સિદ્ધાંત તો મંજૂર નહોતો થયો, પણ એની દિશામાં ચોક્કસ આગેકૂચ કરવામાં આવી હતી. ૧૮૯૨ના કાયદા પ્રમાણે પ્રાંતિક ધારામંડળોમાં સુધરાઈઓ અને જિલ્લા બોર્ડોને સભ્યો ચૂંટી મોકલવાનો અધિકાર અપાયો હતો. પણ એ ચૂંટણી સ્વીકારવાનો કે અસ્વીકારવાનો હક સરકાર પાસે અનામત રાખવામાં આવ્યો હતો. બીજું એ કાયદા મુજબ પ્રાંતિક ધારામંડળોના બિનસરકારી સભ્યોને શાહી ધારામંડળમાં સભ્યો ચૂંટી મોકલવાનો હક અપાયો હતો. પ્રશ્નો પૂછવાનો અને વાર્ષિક અંદાજપત્ર પર ચર્ચા કરવાનો હક પણ એથી આપવામાં આવ્યો હતો. આમ મુખ્યત્વે મહાસભા અને એના ડેપ્યુટેશનની મહેનતથી પ્રતિનિધિત્વવાળી સરકારની પ્રાપ્તિનાં પ્રથમ નોંધપાત્ર પગલાં ભરવામાં આવ્યાં હતાં.

ઇંગ્લંડમાં ઑક્સફર્ડ યુનિયન એ રૂઢિચુસ્તોનો કિલ્લો ગણાય છે. એની તરફથી એક ચર્ચાસભા રાખવામાં આવી હતી. એમાં હિંદી ડેપ્યુટેશન તરફથી મિ નૉર્ટને ઠરાવ મૂક્યો કે આમસભા સમક્ષ અત્યારે રજૂ થયેલા બિલમાં ચૂંટણીનો સિદ્ધાંત માન્ય રખાયો નથી, એને આ સભા ખેદની નજરે જુએ છે. મિ. નૉર્ટને એક જબરા શક્તિશાળી ભાષણથી શરૂઆત કરી. વિરોધપક્ષના નેતા લૉર્ડ હ્યુ સેસિલ હતા. એમને જવાબ આપવાનું કામ શ્રી સુરેન્દ્રનાથને અપાયું હતું. રૂઢિચુસ્ત અંગ્રેજ યુવાનોની આ સભામાં હિંદીઓનો ઠરાવ મંજૂર થવાની આશા તો નહીં જેવી જ હતી. પણ સુરેન્દ્રનાથે પહેલેથી, લગભગ સાચી પડેલી ચોકસાઈથી, કલ્પ્યું જ હતું કે વિરોધપક્ષના નેતા મુખ્યપણે હિંદીઓની નિરક્ષરતા પર ભાર મૂકશે; અને એથી કોઈ પણ

ચૂંટણીના સિદ્ધાંતવાળા પ્રજાકીય ધારાસભા માટે એઓ નાલાયક છે એમ કહેથે આથી સુરેન્દ્રનાથે પહેલેથી પોતાનો જવાબ ઘડી રાખ્યો હતો, અને તદર્થે હકીકતો અને આંકડા એકઠા કરી રાખ્યા હતા. આથી જ્યારે સુરેન્દ્રનાથ જવાબ આપતા ઊઠયા, અને પોતાની અમોઘ વાણીમાં બોલ્યા કે, ઈ સ ૧૮૨૧માં ઇંગ્લંડમાં ફક્ત ૧૮,૪૬૭ નિશાળો અને ૬૫૦,૦૦૦ નિશાળિયા જ હતા અત્યારે હિંદમાં છે, એટલી નિશાળો અને નિશાળિયાની બાબતમાં, ઈંગ્લંડ ઈ સ ૧૮૮૧ સુધી પછાત હતું છતાં ઈંગ્લંડ પાર્લમેન્ટ માટે શી રીતે લાયક ગણાયું એવો એમણે સવાલ કર્યો, ત્યારે શ્રોતાજનો પર ઊંડી અસર થઈ હતી, અને વિરોધપક્ષના નેતાની દલીલના ભુક્કા ઊડી ગયા હતા.

આ ભાષણમાંનો નીચેનો ફકરો જેનો મિ નૉર્ટન અર્ધમશ્કરીમાં અને અર્ધમૈત્રીયુક્ત સંમતિમાં વારવાર ઉલ્લેખ કરતા, એ આપી આ પ્રકરણ પૂરું કરીશું

"આ ચર્ચા દરમ્યાન એવું કહેવામાં આવ્યું છે કે, અંગ્રેજોના આગમન પહેલાં હિંદીઓ જંગલી અથવા તો અર્ધજંગલી મનુષ્યોનાં ટોળાં જ હતા હું માનુ છું કે એ જ ભાષા વાપરવામાં આવી હતી આ સભાને યાદ કરાવવા દો કે એઓ—હું જે જાતિનો હોવામાં માન સમજુ છુ (તાળીઓ મોટેથી) એ હિંદના હિંદુઓ એક મહાન અને પ્રાચીન પ્રજાના વંશજો છે યુરોપની અત્યારની ઘણીખરી, સૌથી વધારે જ્ઞાનવાન મનાતી, પ્રજાઓના બાપદાદા જ્યારે પોતાના દેશનાં જંગલોમાં ને ઝાડીઓમાં રખડતા હતા, ત્યારે અમારા પિતૃઓએ મહાન સામ્રાજ્યો સ્થાપ્યાં હતાં, અને ઉચ્ચ પ્રકારનાં નગરોની સ્થાપના કરી હતી. અને એમણે નીતિશાસ્ત્રની, ધર્મની અને એક સુસંસ્કૃત ભાષાની એવી પદ્ધતિઓ ઘડી કાઢી હતી કે, જે અત્યારે સુધરેલા જગતને ચકિત કરી નાખે છે (જોરશોરથી તાળીઓ) અમે અત્યારે જે દાવો રજૂ કરવાનું માન ધરાવીએ છીએ, એને પૂર્વગ્રહથી ઘેરી લેવા જે ઉપર્યુક્ત વિરોધી કથન

કરાયું હોય, જે એ પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાઓ માટેના અમારા દાવાને પહેલેથી પાછો પાડી નાખવા કરાયું હોય, તો એનાથી વધારે અસ્થાને એવું કથન ક્યારેય નહીં જ કરાયુ હોય! કારણ એવી સસ્થાઓ તો આર્યજાતિની સંસ્કૃતિનું આવશ્યક લક્ષણ હતું અને અમે આર્યજાતિના છીએ (તાળીઓ) પોતે ટાકેલા અમુક ઉતારાઓ માટે, અત્રે રજૂ થયેલી દરખાસ્તનો વિરોધ કરનાર માનનીય બિરાદર સર હેન્રી મેઈનનું નામ લે છે હુ લેખકના એ વચનને નમવા તૈયાર છુ એ શું કહે છે? એ તો કહે છે કે સ્વરાજ્યયુક્ત સસ્થા ઓના પ્રથમ વ્યવહારુ દૃષ્ટાંતો હિંદના પૂર્વકાલીન લખાણોમાંથી મળે છે એમની ગ્રામપચાયતો તો દેશના ડુગરો જેટલી પ્રાચીન છે (તાળીઓ!)"

મતગણતરી કરતા હિંદી ડપ્યુટેશનના સભ્યોના આશ્ચર્ય વચ્ચે મિ બ્રૅાર્ટનની દરખાસ્ત પસાર થઈ હતી, અને સર લાર્ડ સેસિલ હાર્યા હતા!

## ૯

## ધારામંડળ મારફત ચલાવેલી લડતો

૧૮૯૦ની ૯ઠ્ઠી જુલાઈએ શ્રી સુરેન્દ્રનાથ મુબઈ બદરે ઊતર્યા, ત્યારે એક જગી જાહેર સભા ભરીને કૅાંગ્રેસે એમનું સન્માન કર્યું હતું અલ્લાહાબાદ અને કલકત્તામા પણ એમ કરવામાં હતું કવિ કલાપીએ લખ્યુ છે

'બધાં માધુર્યો ના મધુસમયમા સાથ મળતાં'.

એમ કલકત્તામા આવતા જ એમને ખબર પડી કે પોતે સ્થાપેલી રિપન કૉલેજ પર એક મરણતોલ ફટકો પડવાની તૈયારી થઈ રહી છે! વાત એમ બની કે બી એલ. ની પરીક્ષા પાસ કરનાર એક વિદ્યાર્થીની હાજરી જ કૉલેજના પત્રકમા ખોટી પુરાયેલી હતી. તપાસને અંતે કૉલેજનું કાયદા ભણાવવાનુ ખાતું એક વર્ષ માટે અલમાન્ય કરવુ, એવું કલકત્તા યુનિવર્સિટીના વિદ્યાપીઠ મડળે ઠરાવ્યુ આ ઠરાવ થાય તો કૉલેજના બાર જ વાગે એવી એની

આર્થિક સ્થિતિ હતી આથી એ ભારે ચિંતામાં પડી ગયા. એઓ પોતે લખે છે:

"ઇંગ્લંડમાં જે સારુ કામ હું કરી શક્યો હતો, એનો મારો આનંદ ઊડી ગયો હતો મારા મિત્રો મને આનંદભોજન અને પાર્ટીઓ આપવા એકબીજાની જોડે હરીફાઈઓ કરતા હતા; પણ એ બધા દરમિયાન મારા મનનો કેન્દ્રવર્તી વિચાર આવતા સર્વનાશમાંથી કૉલેજને શી રીતે બચાવવી એ જ હતો મેં એને મારા જીવન-રક્તથી ઉછેરી હતી એની કાર્યક્ષમતા ઉચ્ચ કક્ષાએ પહોંચી હતી, અને સંસ્થા સફળતાને વરેલી હતી હવે એ મોટામાં મોટી કટોકટી-માં આવી પડી હતી"

છેવટે ઉપર્યુક્ત ઠરાવમાંથી એક બારી જડી એ ઠરાવ ખરી રીતે સરકારને એમ કરવાની ભલામણરૂપ હતો. એટલે સરકારની મહોરની હજી એને અપેક્ષા હતી એમણે એ એક વાત પર આશા બાંધીને મહેનત કરવા માંડી બન્યું હતું એવું ફરી ન બને એ માટે, જેવી જોઈએ એવી બુદ્ધિ-ગમ્ય ખાતરી આપવાની એમની તૈયારી હતી એ તૈયારી અને મિત્રોની લાગવગને કારણે સરકારે એ ઠરાવ પુનર્વિચારણા માટે વિદ્યાપીઠમંડળ પર પાછો મોકલ્યો ને એણે એમની ખાતરીઓ સ્વીકારી માન્યતા ચાલુ રાખી.

આ માથાકૂટ ચાલતી હતી એ જ અરસામાં કલકત્તામાં મહાસભાની તૈયારીઓ ચાલતી હતી એટલે એની ચિંતાઓ પણ એમને શિર હતી આ બધાને પરિણામે એ ત્રિદોષની માંદગીમાં સપડાયા એટલે પોતે મહા-સભાના કામમાં નહીં આવે એનું દુઃખ પણ એમાં ઉમેરાયું સારી સારવારને લીધે, છેવટે લાંબો ખાટલો ભોગવી, એ એટલા સાજા થયા ખરા કે એ મહાસભામાં પ્રમુખે એમને બે મિનિટ બોલવાની રજા આપી!

ઈ સ ૧૮૯૨ના પાર્લમેન્ટના કાયદાથી ધારામંડળોમાં સુધારો કરવામાં આવ્યો હતો, અને ચૂંટણીનો સિદ્ધાંત સ્પષ્ટપણે સ્વીકારી સરકારે ચૂંટાયેલા સભ્યોને વધુ અધિકારો બક્ષ્યા હતા બ્રિટિશ સરકારની, બલ્કે સત્તા માત્રની,

એ પ્રસિદ્ધ કરામત છે કે દબાણને વશ થઈ કશુ આપવું પડે ત્યારે એક હાથે આપી બીજે હાથે બને એટલું પાછુ ખેંચી લેવું તદનુસાર ઈ સ ૧૯૦૯ના સુધારાના કાયદા કરતાં, આ કાયદો પસાર થયો ત્યારે, એમા એક બે વિશેષ ફાયદા હતા સરકાર નિયુક્ત સભ્યો વા અમલદારો ધારામંડળમાં પોતાનો અભિપ્રાય સ્વતન્ત્રપણે દર્શાવી શકતા, એટલું જ નહીં, એવો મત પણ આપી શકતા બીજુ, અલગમતાધિકારનું ઝેર હજી દાખલ કરવામા નહોતુ આવ્યુ, એટલે જિલ્લા બોર્ડો ગામડાનું પ્રતિનિધિત્વ ધરાવતા, અને સુધરાઈઓ શહેરોનું અને મત આપવાનો અધિકાર એમને જ હતો જોકે પેટાનિયમો કરવાની સત્તાનો ઉપયોગ કરતા સરકારે બરતરફ થયેલા સરકારી નોકરોને, અને ફોજદારી કાયદાની ૧૧૦મી કલમ પ્રમાણે જેઓએ સજા ભોગવી હોય તેમને, સરકારે ઉમેદવારી કરવામાથી બાતલ કર્યા હતા એટલુ જ નહીં, ગવર્નર વા વાઈસરોયને લાગે કે અમુક ઈસમની ચૂટણી જાહેર હિતની વિરુદ્ધ છે, તો એવાની થયેલી ચૂંટણી પણ રદ કરાવવાની સરકાર સત્તા ધારણ કરી લીધી હતી

સદ્ભાગ્યે શ્રી સુરેન્દ્રનાથને બરતરફ આઈ સી એસ હોવા છતા ચૂટણીમા ઊભવાને લાયક ફરમાવવામાં આવ્યા હતા, ને કલકત્તા કોર્પોરેશને એમને સૌથી વધુ મત આપીને પ્રાતિક ધારામડળમાં મોકલ્યા હતા. જુદાં જુદા મતદારમડળ તરફથી ચૂંટાઈને એ લાગલાગટ આઠ વર્ષ સુધી, એટલે કે ૧૮૯૩ થી ૧૯૦૧ સુધી, બગાળાના ધારામડળના સભ્ય રહ્યા હતા ઈ સ ૧૮૯૭ની ચૂટણીમા તો સરકારે ખાસ વચ્ચે પડીને એમને માટે મતદારમડળ શોધી કાઢ્યુ હતુ કારણ એ વખતે કલકત્તાની સુધરાઈને લગતો એક ખરડો એ મડળ સમક્ષ પડેલો હતો, અને એમા ઉદાર ફેરફારો કરાવવાની લડતના આગેવાન એ હતા. એટલે સરકાર તથા પ્રજા બને એમ ઇચ્છતા હતા કે એઓ ફરી ધારા મડળમા ચૂટાય ચૂંટવાના સભ્યોની બેઠકો અલ્પ હોવાથી એ ધારા મુજબ મતદારમંડળોને વારા પ્રમાણે મતાધિકાર વાપરવાનો આવતો. વારા પ્રમાણે જ રાખવામા આવે, તો ૧૮૯૭ની ચૂંટણીમાં એવુ કોઈ મતદાર મડળ નહોતું કે શ્રી સુરેન્દ્રનાથને ચૂંટી શકે પરતુ વારો આઘોપાછો કરવાની લેફ્ટનન્ટ

ગવર્નરને સત્તા હતી એટલે એમણે એ બાબતમાં ફેરફાર કરી પ્રેસિડન્સી વિભાગની સુધરાઈઓ તરફથી ચૂંટાવાની શ્રી સુરેન્દ્રનાથને તક આપી હતી. અને અલબત્ત શ્રી સુરેન્દ્રનાથ એ વિભાગ તરફથી બિનહરીફ ચૂંટાયા હતા

એમના સભ્યપણાના આ લાંબા ગાળા દરમિયાન, બેંગાલ મ્યુનિસિપલ ઍક્ટનો સુધારો અને કલકત્તા મ્યુનિસિપલ ઍક્ટની પુનર્ઘટના, એ બે બહુ જ મહત્ત્વના ખરડા ધારાસભા આગળ આવ્યા હતા ઈ.સ. ૧૮૮૫થી શ્રી સુરેન્દ્રનાથ ઉત્તર બરાકપુરની સુધરાઈના પ્રમુખ હતા, અને ૧૮૮૬થી કલકત્તા કૉર્પોરેશનના સભાસદ હતા, એટલે ઉપર્યુક્ત બન્ને ખરડા જે ક્ષેત્રને લગતા હતા તે ક્ષેત્રના એ ખાસ અનુભવી હતા. બંનેના ઘડતરમાં એમને એ અનુભવ બહુ કામમાં આવ્યો, અને એમણે એ કાયદાઓ, જે વસ્તુત. પ્રત્યાઘાતી હોઈ પ્રજાને જે કયારનુંય મળી ચૂકયું હતું તે પણ છીનવી લેવાની ને સરકારી અંકુશ વધારવાની પેરવી કરનાર જ હતા, તેમા બનતા ઉદાર ફેરફારો કરાવ્યા પણ એટલું જ સરકારે તો પોતાનું ધાર્યું જ કર્યું, અને સાબિત કરી આપ્યું કે સુધારા કેટલા પોકળ હતા!

આ ખરડાઓ સામે લડવામાં, અને એમાં બનતા સુધારા કરાવવામાં શ્રી સુરેન્દ્રનાથે રાતને દહાડો બનાવ્યો હતો, અને ભેજાનું દહીં કરી નાખ્યું હતુ આ શ્રમને લીધે એમને મગજના તાવની બીમારી પણ એક વખત તો લાગુ પડી હતી આ અરસામાં એમણે જેટલો માનસિક શ્રમ લીધો હતો, અને જેટલા કલાક કામ કર્યું હતું, એટલું એમણે સિવિલ સર્વિસની પરીક્ષામાં હરીફાઈ કરવાના દિવસો સિવાય કયારેય કર્યું નથી, એવુ એઓ પોતે કહે છે આથી જ્યારે કલકત્તા કૉર્પોરેશનને લગતો કાયદો ઈ સ ૧૮૯૯ ની ૨૭મી સપ્ટેમ્બરે પસાર થયો, ત્યારે એ ઘણા જ ગમગીન થઈ ગયા હતા એ દિવસ રાજા રામમોહન રાયની પુણ્યતિથિનો દિવસ હતો એ યાદ કરીને એમણે એ દિવસના ધારાસભાના વિરોધના ભાષણમાં કહ્યુ હતું કે,

"રાજા રામમોહન રાય, જે શહેરમા જીવ્યા અને જ્યાં એમણે કામ કર્યું, એ એમના પ્રીતિપાત્ર શહેરમાં સ્થાનિક સ્વરાજનો આજે અંત આવે છે આજે એમની — આધુનિક યુગના મહાનમા મહાન

બંગાળીની — પુણ્યતિથિ છે ભવિષ્યના બંગાળીઓની પેઢીઓ જે દિવસને કલકત્તાના સ્થાનિક સ્વરાજના અવસાનની તિથિ ગણશે, એ જ એમની પુણ્યતિથિ પણ છે, એ મને પરમ ઉચિત જણાય છે!"

આ ભાષણની કટુતા જોઈને જ સરકારના ગૃહમંત્રીએ જ્યારે કહ્યુ કે 'સુરેન્દ્રનાથ, તમારા નાવ બાળી મૂકયો નહીં'* ત્યારે એમણે કહ્યુ હતું કે 'એ અસંભવિત છે' સરકારના આ પગલાથી ૧૮૯૯ની ૧લી સપ્ટેમ્બરને રોજ કોર્પોરેશનના ૨૮ સભ્યોએ વિરોધ તરીકે રાજીનામા આપ્યાં, અને સુરેન્દ્રનાથ ત્યારથી બહાર નીકળ્યા તે નીકળ્યા ફરી ત્યાં ગયા જ નહીં!

ઈસ ૧૮૯૩ની બીજી જુલાઈએ ઇંગ્લડની પાર્લમેન્ટમા મિ હર્બર્ટ નામના એક અગ્રેજ ગૃહસ્થે એવો ઠરાવ રજૂ કર્યો કે હિંદી સિવિલ સર્વિસની પરીક્ષાઓ હિંદમાં અને ઈંગ્લંડમાં એકી સાથે જ યોજવી શ્રી દાદાભાઈ નવરોજી, જે એ વખતે પાર્લમેન્ટના સભ્ય હતા એમણે એને ટેકો આપ્યો અને નવાઈની વાત છે કે એ ઠરાવ પસાર થઈ ગયો! સરકારની અમલદારી દુનિયામાં આથી ભારે ફફડાટ થયો પણ હિંદી વજીરે કહ્યુ કે એ ઠરાવ માત્ર ચીલઝડપનુ પરિણામ છે (સ્નૅપ વોટ છે) એ કાંઈ પાર્લમેન્ટનો ખરો મત દર્શાવતો નથી આમ છતાં ઠરાવ થયો તો હતો જ, અને પાર્લમેન્ટના કાગ ળિયાં પર ચડી ચૂકયો હતો, એટલે હિંદી વજીરે એ સબંધી હિંદના સત્તા ધીશોના અભિપ્રાયો મંગાવ્યા હતા આથી તત્કાલીન કામચલાઉ લેફ્ટેનન્ટ ગવર્નર સર એન્થની મૅકડોનેલે સુરેન્દ્રનાથને આ સંબંધી વાત કરવા બોલાવ્યા હતા એના સારરૂપ નીચેનો અહેવાલ બતાવે છે કે શ્રી સુરેન્દ્રનું મન સરકારી વલણથી કેટલું ખાટુ થઈ ગયેલું હતુ

> "લેફ્ટેનન્ટ ગવર્નર મિ બૅનરજી, આઈ સી એસ ની પરીક્ષાઓ હિંદમાં અને ઇંગ્લંડમા એકી સાથે લેવાય એના તમે શાથી આટલા બધા આગ્રહી છો?

* 'પાછા ફરવાનો રસ્તો રહેવા દેજો' એમ કહેવાની આ અંગ્રેજી રીત છે

"શ્રી સુરેન્દ્રનાથ : કારણ, નામદાર! સરકાર તરફથી કરવાની નિયુક્તિ પરથી અમારો બધો વિશ્વાસ ઊઠી ગયો છે, અને અમને લાગે છે કે ઇન્ડિયન સિવિલ સર્વિસમાં અમને એવી પરીક્ષાઓ જ અમારો ન્યાયી ભાગ આપી શકશે અને મહારાણીના ઢંઢેરાને વિલય પામતો બચાવશે.

"લેફ્ટેનન્ટ ગવર્નર : પરંતુ જાહેર નોકરીઓ માટેની સમિતિની ભલામણોથી પ્રાંતિક નોકરીઓમાંની નિયત કરેલી નિમણૂકો તમારા દેશજનો માટે ખુલ્લી રખાઈ છે, અને તમે ઇંગ્લંડમાં જઈને તો હરીફાઈ કરી જ શકો છો.

"શ્રી સુરેન્દ્રનાથ : નામદાર! હું ફરીથી કહું છું કે સરકાર તરફથી કરાનારી નિમણૂકો અમને કદી સંતોષી શકવાની નથી, અને સંતોષતી નથી. ૧૮૭૦ના કાયદાથી એવું યોજાયું જ હતું કે સુસિદ્ધ શક્તિ અને ગુણ ધરાવતા હિંદીઓને સિવિલ સર્વિસમાં, એ માટે ઘડાનારી નિયમાવલી પ્રમાણે, નીમવામાં આવશે. પણ એ નિયમાવલી થતાં જ છ વર્ષ તો વીતી ગયાં! અને એ પછી પણ તમે ગોકળગાયની ગતિએ જ એ કાયદાની આવશ્યકતાઓ કબૂલ કરો છો!

"લેફ્ટેનન્ટ ગવર્નર : પણ હવે તો તમે અહીં અને ઇંગ્લંડમાં એક શક્તિરૂપ થઈ પડ્યા છો. તમે હિંદીઓનો લોકમત સંગઠિત કર્યો છે, અને લંડનમાં તમારાં હિતોનું પ્રતિનિધિત્વ ધરાવવા તમારી બ્રિટિશ સમિતિ પણ છે.

"શ્રી સુરેન્દ્રનાથ : એ બધું છતાં, સરકારના સલાહકાર મંડળમાં હિંદી અભિપ્રાયનું કાંઈ ચાલતું નથી. અમારા અધિકારો તમારી રજામંદી પર અવલંબે છે, અને અમારા ખાસ હક્કો તમારી કૃપાદૃષ્ટિ અને મહેરબાની પર આધાર રાખે છે!"

## ૧૦

# અગિયારમી મહાસભાના પ્રમુખ

ઈ. સ. ૧૮૯૫માં હિંદી રાષ્ટ્રીય મહાસભાની ૧૧મી બેઠક પૂનામાં મળી. શ્રી સુરેન્દ્રનાથને એનું પ્રમુખપદ અપાયું હતું. એ જમાનાના રિવાજ પ્રમાણે પ્રમુખની પસંદગી સ્વાગતસમિતિને કરવાની હતી. તદનુસાર એ જમાનામાં મુંબઈ ઇલાકાની બધી જાહેર પ્રવૃત્તિઓના સાચા કર્ણધાર ગણાતા શ્રી મહાદેવ ગોવિંદ રાનડે તરફથી એમને આમંત્રણ અપાયું, અને તે એમણે સ્વીકાર્યું.

આ મહાસભાના પ્રમુખસ્થાનેથી એમણે આપેલું ભાષણ એટલું બધું લાંબું છે કે એમને એ આપતાં ચાર કલાક થયા હતા; અને લખતાં દરરોજના બે કલાકને લેખે છ અઠવાડિયાં થયાં હતાં! શ્રી સુરેન્દ્રનાથ પોતાને આપવાનાં ભાષણો બહુધા પહેલેથી તૈયાર કરતા; પણ એક વાર તૈયાર કરી લીધા પછી, એ એને સભા સમક્ષ વાંચી બતાવવાને બદલે મોઢેથી જ બોલતા; અને એવી છટાથી, કે કોઈ તો ધારે કે એ કોઈ પણ પૂર્વતૈયારી કર્યા વિના જ બોલે છે! આ એ કેવી રીતે કરી શકતા એના જવાબમાં એ લખે છે:

> "કદાચ આ એક એવું રહસ્ય છે કે જે કહ્યું કહેવાય એમ નથી; વક્તા પોતે એ ભાગ્યે જ જાણે છે. (પરંતુ) વાક્યોની રચના અને વ્યવસ્થા પર ઘણો આધાર છે. એનો ક્રમ જો સ્વાભાવિક, તર્કશુદ્ધ, અને સુસંગત હોય છે તો એ યાદદાસ્તને મદદકર્તા થાય છે. વાક્યો જો તાલબદ્ધ પ્રવાહવાળાં હોય છે, તો એ મનમાં વસી જાય છે; અને એની તાલબદ્ધતા સ્મરણશક્તિને સાથ આપે છે. લૉર્ડ સૅલિસબરી કહેતા કે મારાં સુંદરમાં ,સુંદર વાક્યો, ભાષણો તૈયાર કરતાં કરતાં જેવાં રચાતાં કે તરત મારા મગજમાં, જાણે બળીને, સતાં થઈ જતાં! જાહેર વક્તૃત્વની કળાનો જેણે જેણે અભ્યાસ કર્યો છે, તે બધાનો હું માનું છું કે આ જ અનુભવ છે. છેવટે તો તૈયારી એ જ મહત્ત્વની વસ્તુ છે. જે એક ચીજની અનિવાર્ય આવશ્યકતા છે તે એની છે."

બપોરે બેથી ચારનો વખત હંમેશાં એ આ ભાષણ લખવામાં ગાળતા; ને સાંજે પોલો ક્વોર્ટ ફરવા જાય ત્યારે એને એ પુનઃ વિચારી જતા, બોલી જતા અને સુધારી લેતા. અને આમ જે સુધારા નક્કી થતા તે પાછળથી એ પોતાના હસ્તલિખિતમાં કરી લેતા.

એમણે પોતે કહ્યું છે એમ, તૈયારીના આ શ્રમ ઉપરાંત, એમના સફળ વક્તૃત્વને સફળ કરનારાં બીજાં તત્ત્વો પણ હતાં; જેમ કે દેશપ્રેમની તીવ્રતા, ચિત્તને એકાગ્ર કરવાની શક્તિ, અને અંગ્રેજીના અધ્યાપક તરીકે અંગ્રેજી સાહિત્યસ્વામીઓનો ગાઢ પરિચય. ઉચ્ચતર દેશપ્રેમની અને ધર્મબુદ્ધિની લાગણીઓની વક્તા થવા માટે કેટલી જરૂર છે એના પર ભાર મૂકતાં એ લખે છે:

"જે પોતાનાં દેશને ચાહતો નથી—ખરેખર સાચા અને આત્માને ભરી દે એવા પ્રેમથી ચાહતો નથી, એણે વક્તા થવાની મહેચ્છા નહીં રાખવી પહેલો દેશ, બીજું બધું પછી એ વક્તાનું ધર્મસૂત્ર છે. એનું મન જો એ સિદ્ધાંતની મસ્તીથી રંગાયું નહીં હોય, દેશપ્રેમના પવિત્ર અગ્નિથી જો એ દીક્ષિત થયેલો નહીં હોય, તો ઊંચામાં ઊંચી બૌદ્ધિક સંપત્તિઓ એને વક્તાના પદ માટે લાયક નહીં બનાવી શકે; જ્યારે ઊભરાતા દેશપ્રેમની મદદથી, ખરેખર, ચર્ચામાં એ તડ ને ફડ જવાબ આપનારો વાદવિદ, વક્તૃત્વની રજૂઆત કરવામાં એ બાહોશ કારીગર, અને બોલવામાં એ મોહક વક્તા થઈ શકશે. એ શ્રોતાઓને રાજી કરી શકશે, એમને હસાવી શકશે, અને એમને ઉપદેશ પણ આપી શકશે પણ દેશપ્રેમની કે ધાર્મિક ભાવનાની લાગણીઓ વગર માણસોનાં મનને હચમચાવી મૂકવાને, અને ઉચ્ચ આદર્શોથી અને સત્યમ્ શિવમ્ સુન્દરમ્‌ની ઉપાસનાની તીવ્ર અભિલાષાઓથી પ્રેરિત નહીં કરી શકે. આમ સદ્‌વક્તાની સજાવટ નૈતિક છે. માણસજાતના સર્વોપરી બુદ્ધિધરોની બુદ્ધિના નિત્ય સંપર્ક વિના, જેમણે કામ કર્યું છે, અને સહન કર્યું છે, મહાન વસ્તુઓનું જેમણે

શિક્ષણ આપ્યુ છે, અને ઉપદેશ કર્યો છે, જેમણે પોતાના દેશ કે પ્રભુની સેવા ખાતર સમર્પિત જીવન જીવ્યા છે, એવાઓની ભાવના અને બુદ્ધિના સતત સંપર્ક વિના કશું એને મદદ કરવાનું નથી ”

આ એમની વક્તૃત્વકળાની, એના સાધનોની, અને એ વિષેના એમના ખ્યાલોની વાત થઈ પણ કલા પણ ઉપાદાન પર કામ કરે છે એ ઉપાદાન વિશાળ વાચન અને અભ્યાસ વગર પ્રાપ્ત થતું નથી ૧૧મી મહાસભાના પ્રમુખ તરીકેનુ એમનુ જ ભાષણ લઈએ તો એ કેટલુ મોટુ છે! મિ જી એ નટેસનના ‘ધિ ઇન્ડિયન નેશનલ કૉંગ્રેસ’ નામક પુસ્તકમાં એ ઝીણા ટાઈપમા છાપેલા ક્રાઉન સાઈઝના, ૮૯ પૃષ્ઠ રોકે છે એમા વિષયો કયા કયા છે? પ્રમુખની ફરજો અને જવાબદારીઓ, કૉંગ્રેસની પ્રવૃત્તિ, પૂનાની બેઠક, સ્થાનિક વિવાદો, મહાસભાનું સાર્વલૌકિક સ્વરૂપ (Cosmopolitan Character), મહાસભામા વિખવાદ, મહાસભાનું બંધારણ, મહાસભા અને એનો વિકાસ, ધારાસભાઓનો સુધારો, હિંદી ધારાસભાઓનો કાયદો, સવાલો પૂછવાનો અધિકાર, અંદાજપત્રની ચર્ચા — એક ફારસ, ચૂંટનાર સત્તાની સૂચના ઉઠાવવાનો અમલદારી સિદ્ધાંત, હિંદની આર્થિક સ્થિતિ, લશ્કરી ખર્ચનો વધારો, ચિત્રાલના હલ્લાની આર્થિક બાજુ, સરહદની નીતિ, ખર્ચાળ લશ્કરી કાર્યક્રમ, હિંદી નાણા અને ઇંગ્લંડમા થતું ગૃહખાતા ખર્ચ, સામ્રાજ્ય માટે લડવામાં હિંદનો ફાળો, ગૃહખાતાખર્ચની વહેંચણી, હિંદની ગરીબાઈ, હિંદી ગરીબાઈ અને મુક્તિ ફોજ, કાપડના માલ પર આયાત વેરો, નાણાવિનિમયની ખોટનો બદલો, હિંદનો ઔદ્યોગિક વિકાસ, હિંદી કામકાજ વિષે પાર્લમેન્ટની તપાસસમિતિ, ઇંગ્લંડમાંની મહાસભાસમિતિ, શાહી કમિશન, મુલ્કી અને લશ્કરી ખર્ચ, ગૃહ ખાતાનું ખર્ચ, બ્રિટિશ મૂડી અને હિંદનાં સાધનો, સમ્રાટના ગભીર વચનો, હિંદુમુસ્લિમ તંગદિલી, જાહેર નોકરીઓનો પ્રશ્ન, જાહેર નોકરીઓને લગતા કમિશનનો અહેવાલ, હરીફાઈના તત્ત્વવાળી બધી પરીક્ષાઓમાં ભાગ લેવાનો હિંદીઓનો અધિકાર. હિંદીઓ માટેની લશ્કરી નોકરીઓ અને કૉલેજો વહીવટી તંત્ર અને ન્યાયખાતું અલગ કરવાનો પ્રશ્ન, ઇંગ્લંડ અને હિંદમા એક વખતે પરીક્ષાઓ લેવાનો પ્રશ્ન, યુરોપિયન અને હિંદીઓ

વચ્ચે થતા ફોજદારી ગુનાઓ, વકીલાત કરનારાઓ વિષેનો અને જૂરી વિષેનો ખરડો, જૂરી વિષેની જાહેરાત, જકાત અને કેળવણી, મહાસભા સમક્ષ પ્રશ્નો-નો પાર નથી, ઇંગ્લંડમાં કૉંગ્રેસનું કામ, ઉદારમતવાદી પક્ષમાં હિંદના મિત્રો, બ્રિટિશ તાજ પ્રત્યેની હિંદની વફાદારી, મહાસભાની ૧૧મી બેઠક, બ્રિટિશ ન્યાય અને ઉદારતામાં વિશ્વાસ, મહાસભાની સિદ્ધિઓ, ઇંગ્લંડમાં વિશ્વાસ, સ્વાતંત્ર્યપ્રેમ, આંગ્લહિંદીઓને વિનંતી, ઉપસંહાર.

આટલા બધા વિષયો પર લખવા માટે વક્તાને વિશાળ વાચન અને અભ્યાસની પણ કેટલી જરૂર પડી હોવી જોઈએ એ સ્પષ્ટ છે

શ્રી સુરેન્દ્રનાથે મહાસભામાં રહીને પહેલેથી મુખ્યત્વે બે જ વિષયો પર ભાર મૂકયો છે. (૧) બધી ઉચ્ચ સરકારી નોકરીઓનું હિંદીકરણ, તદર્થે હરીફાઈથી પુરાતી જગાઓ માટે ઇંગ્લંડમાં પરીક્ષા થાય તેની સાથે જ હિંદમાં પણ પરીક્ષા લેવાનો આગ્રહ; અને (૨) સરકારનું વહીવટીતંત્ર ક્રમશઃ પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં મૂકવાનો આગ્રહ. આમાં જ એમને ક્યારેક પણ સ્વરાજ્યની સિદ્ધિનો પ્રસંગ જણાતો. આથી એક અંગ્રેજ છાપાએ જ્યારે એવો આક્ષેપ કર્યો કે, મહાસભાને દેવપદ આપીને બંગાળી સન્નારીઓએ હિંદુઓના તેત્રીસ કોટિ દેવતાઓમાં વધારો કરી દીધો છે! ત્યારે એના જવાબમાં શ્રી સુરેન્દ્રનાથે કહ્યુ:

"આથી જો એ છાપું એમ કહેવા માગતું હોય કે મહાસભા સ્રીઓના હાથમાં, અને હિંદની અભણ અને અજ્ઞાન જનતાના હાથમાં, પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ સોંપવામાં માગે છે, તો એ ટીકા ગેરરસ્તે દોરનારી છે જનતા અને સ્રીઓ બન્ને વિષે મને માન છે; પણ મહાસભા તો પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓમાં કેળવાયેલાઓને જ મોકલવા માગે છે. બાકી મહાસભાને દેવત્વ મળ્યું હોય કે ન મળ્યું હોય, હિંદના કેળવાયેલા લોકોના હૃદયમાં એની પ્રતિષ્ઠા થઈ જ ચૂકી છે—એ એમની ઊંડામાં ઊંડી પૂજ્યબુદ્ધિ અને ખરા દિલનો ઉત્સાહ જગવે છે; એ એમની મૂર્તિપૂજાની દેવતા છે; એ અભિનવ

ભારત જોડે અવિશ્લેષ્ય રીતે જોડાયેલી છે, અમે એની અંગભૂત થઈ પડેલી છે! (જબરદસ્ત અને લાંબા વખત સુધીની તાળીઓ!)"

મહાસભા એ તો હિંદુ સંસ્થા છે એવું ઠોકી બેસાડવાનો પ્રયત્ન એ દિવસોમાં પણ થતો, એથી પોતાના ભાષણમાં શ્રી સુરેન્દ્રનાથ કહે છે:

"ક્યારનાય તેઓ કહે છે કે, આ તો હિંદુઓની મહાસભા છે. જોકે આપણા મુસલમાન મિત્રોની હાજરી એ ટીકાનો સંપૂર્ણપણે ઇન્કાર કરે છે. મહાસભા અમુક એક સામાજિક પક્ષની છે, બીજાની નથી, એમ ન કહેવાવા દેશો. આ તો સંયુક્ત ભારતની, હિંદુઓની અને મુસલમાનોની અને ખ્રિસ્તીઓની, પારસીઓની અને શીખોની, અને પોતાના સામાજિક રીતરિવાજોમાં સુધારો કરવા ઇચ્છનારની, તેમ જ ન કરવા ઇચ્છનારની—સૌની મહાસભા છે. અહીં આપણે એક સર્વસામાન્ય વ્યાખ્યાનપીઠ પર ઊભા છીએ — અહીં આપણે સૌ પોતપોતાના સામાજિક અને ધાર્મિક મતભેદો દાટી દેવા એકમત થયા છીએ અહીં આપણે સૌ એ સર્વસામાન્ય હકીકત સ્વીકારવામાં એકમત થયા છીએ કે એક જ કુલ સત્તાની પ્રજા હોઈને, અને એક જ સરકાર તળે અને એકસરખી રાજકીય સંસ્થાઓ તળે જીવન ગુજારતા હોઈને, આપણા હકો અને દુ:ખો એકસરખાં જ છે.

## ૧૧

# લૉર્ડ કર્ઝન પધાર્યા!

ઈ.સ. ૧૮૯૭માં સુરેન્દ્રનાથ સરકારી આમંત્રણથી વેલ્બી કમિશન સમક્ષ સાક્ષી આપવા ઇંગ્લંડ ગયા. એ કમિશન શ્રી દાદાભાઈ નવરોજીની મહેનતથી નિમાયું હતું અને દાદાભાઈ પોતે એના એક સભ્ય હતા. એનું કામ હિંદી ખર્ચની તપાસણી કરવાનું, તથા ઇંગ્લંડ અને હિંદ વચ્ચેના આર્થિક સંબંધને વ્યવસ્થિત કરવાનું હતું બંગાળના લેફ્ટેનન્ટ ગવર્નર સર ઍલેક્ઝાન્ડર મૅકેન્ઝીને.શંકા હતી કે, કમિશનની સખત ઊલટ તપાસમાં આર્થિક વિષયમાં સુરેન્દ્રનાથ ટકી શકશે કે કેમ. પણ સુરેન્દ્રનાથે મહેનત કરવામાં બાકી ન રાખી દરરોજ ૧૦ થી ૫ બેસીને એમણે પંદર દિવસમાં પોતાને જોઈતી સામગ્રી એકઠી કરી; અને જેના પર એમની ઊલટ તપાસ લેવાવાની હતી તે પોતાના વિચારોનું લખાણ તૈયાર કરી પાડ્યું અલબત્ત, સરકારે એમને જોઈતા આંકડા વગેરે પૂરા પાડવામાં પૂરો સહકાર આપ્યો. એમની ઊલટ તપાસ કમિશન આગળ બપોરના ૧૧ થી ૪ સુધી ચાલી; અને સર લૂઈ પેઇલી નામના સભ્યે તો એમની કડકમાં કડક ઊલટ તપાસ કરી. શ્રી ગોપાલ કૃષ્ણ, જે એ કમિશન સમક્ષ સાક્ષી આપવા ગયા હતા, એમણે સુરેન્દ્રનાથના જવાબોને 'તેજસ્વી' કહ્યા હતા.

કેળવણી ખાતાના ઉચ્ચ હોદ્દા હિંદીઓ માટે વહેવારમાં બંધ રહે છે, એની સામે કમિશન સમક્ષ એમણે ખાસ વિરોધ કર્યો હતો. જે થોડો વખત ત્યાર પછી એ ઇંગ્લંડમાં રહ્યા, એ દરમ્યાન એમણે હિંદી પ્રશ્નો પર ઇંગ્લંડમાં વ્યાખ્યાનો આપવામાં, અને પોતાના મિત્રોને મળવામાં ગાળ્યો. સર હેન્રી ફાઉલર નામના એક અંગ્રેજ મિત્રને એ મળ્યા, ને બંને દેશમાં એક સાથે પરીક્ષાઓ રાખવાના પ્રશ્ન પર વાત કરી, ત્યારે આ એક વખતના હિંદી વજીરે સ્પષ્ટ કહ્યું કે, "અમે એમ નથી કરતા એનાં કારણો રાજકીય

છે,' ત્યારે એમની ખાતરી થઈ હતી કે અંગ્રેજોની વહીવટી મુશ્કેલીઓની બીજી બધી વાતો સાવ પોકળ છે!

૧૨મી જૂને જ્યારે એ દેશમાં પાછા ફર્યા, ત્યારે એમને ખબર પડી કે બંગાળમાં ભારે ધરતીકંપ થઈ ગયો હતો, કુટુંબીજનો સહેજમાં બચી ગયાં હતાં, અને પોતે બંગાળામાં ધારાસભામાં ચૂંટાયા હતા.

૧૮૯૭ના ડિસેમ્બરમાં મહાસભાની તેરમી બેઠક અમરાવતી ખાતે મળી. એમાં શ્રી સુરેન્દ્રનાથને ભાગે શ્રી શંકરન્ નાયરને પ્રમુખ ચૂંટવાની દરખાસ્ત કરવાનું આવ્યું. ત્યાર પછી આવું કામ એમને ઘણી મહાસભામાં કરવું પડ્યું છે. બીજું કામ આ મહાસભામાં એમને માથે આવ્યું તે પૂનાના નાતુભાઈઓને સરકારે ૧૮૨૭ના એક પુરાણા નિયમન નં. ૨૫ના આધારે કેસ કર્યા વગર જેલમાં પૂરી દીધા, અને એમની મિલકતને સરકારે કબજે લીધી, એનો વિરોધ કરવાનું હતું. પૂનામાં પ્લેગને અંગે સરકારે જે અતિશય કડક પગલાં ભર્યાં હતાં, તેની સામે પ્રજા ભારે રોષે ભરાઈ હતી,; અને બે મોટા અમલદારનાં ખૂન પણ થયાં હતા સરકારને નાતુભાઈઓ પર શક હતો ખરા ખૂનીઓ પાછળથી પકડાયા પણ હતા, અને એમને ફાંસી પણ દેવાઈ હતી. પણ સરકારે મહાસભાના સભ્ય અને પૂનાના આ આગળ પડતા નાગરિકોને આમ અટકાયતી બનાવીને પાચ મહિના સુધી જેલમાં રાખી મૂકયા હતા! દેશમાં સુલેહશાંતિ હોય ત્યારે આવા નિયમન પ્રમાણે કામ નહીં લેવાવું જોઈએ; અને લેવાની જરૂર પડે તો આગળથી એની જાહેરાત કરવી જોઈએ કે, હવેથી એ નિયમન પ્રમાણે શકદારોને અટકમાં લેવામાં આવશે; અને કોઈ પણ દાખલામા કોઈને કામ ચલાવ્યા વગર તો ત્રણ મહિનાથી વધુ અટકમાં નહીં જ લેવા જોઈએ, એવા અર્થનો આ ઠરાવ હતો.

૧૮૯૮માં દેશમા દુકાળ અને પ્લેગના ઓછાયા લંબાયા, ને પૂનામાં સરકારે લીધેલાં કડક પગલાંને લીધે ભારે અશાતિ ફેલાઈ. આ અશાંતિનાં વર્ષમાં લૉર્ડ કર્ઝનની નવા વાઈસરૉય તરીકે નિમણૂક થઈ; અને મદ્રાસમાં મહાસભાની ચૌદમી બેઠક મળી એ જ અરસામાં એ હિંદુસ્તાનમાં પધાર્યા, અને પોતાનો હોદ્દો સંભાળી લીધો. આ મહાસભામાં એમને આવકાર આપતો

ઠરાવ શ્રી સુરેન્દ્રનાથે જ રજૂ કર્યો હતો. અને ૧૮૯૯ના ફેબ્રુઆરીમાં ઇન્ડિયન એંગ્લોઇન્ડિયનના મંત્રી તરીકે આવકારનું માનપત્ર કલકત્તામાં એમને જ હાથે અપાયું હતું! આ બીજા પ્રસંગે, એમણે લૉર્ડ રિપનની સરખામણીમાં નવા વાઈસરૉયનો જે ભારે ભપકો અને સામાને આંજી દેવાની વૃત્તિ જોયાં, તથા હોદ્દા પર આવ્યા પછી એમણે કલકત્તા મ્યુનિસિપાલિટીના ખરડા વિષે એ સુધરાઈને સરકારી સુધરાઈનું રૂપ આપનારો જે હુકમ કાઢ્યો, એ બધાથી 'પુત્રનાં લક્ષણ પારણામાં ને વહુનાં બારણામાં' એ ન્યાયે, એમને અને એમના સાથીઓને અસુખ તો લાગવા જ માંડ્યું હતું; પણ સ્વપ્નેય એમણે નહોતું ધાર્યું કે આ વાઈસરૉય બંગભંગનો મહાઅપરાધ કરશે, અને પોતાને એની સામેની ઝુંબેશની સરદારી લેવી પડશે!

## ૧૨

## આવતા ધમસાણના ઓળા

૧૮૯૯માં લખનૌ ખાતે મળેલી મહાસભાની બેઠકમાં લૉર્ડ કર્ઝનની રાજનીતિ સામે શ્રી સુરેન્દ્રનાથે નીચેના અર્થનો ઠરાવ રજૂ કર્યો:

> "લોકોના સર્વાનુમત વિરોધની અવગણના કરીને કલકત્તા મ્યુનિસિપલ ઍક્ટ પસાર કરાવવામાં, અને સ્થાનિક સ્વરાજના સિદ્ધાંતને ગંભીરપણે જોખમમાં નાખે એવો એને મળતો કાયદો મુંબઈના ધારામંડળમાં દાખલ કરાવવામાં, વ્યક્ત થતી સ્થાનિક સ્વરાજને ઊંધી વાળનારી, પ્રતિક્રિયાત્મક રાજનીતિ પ્રત્યે આ મહાસભા પોતાની નાપસંદગી દાખવે છે"

મહાસભાની આ બેઠકના પ્રમુખ શ્રી રમેશચંદ્ર દત્ત હતા. શ્રી સુરેન્દ્રનાથ અને એમના સાથીઓએ ઉપર્યુક્ત કલકત્તા મ્યુનિસિપલ ઍક્ટના કાયદા સામે ઝુંબેશ ઉપાડી, ત્યારે એ ઇંગ્લંડમાં હતા, અને ત્યાં એમની મારફતે જ કરાયેલી પ્રવૃત્તિના પરિણામે આ પ્રશ્ન પાર્લમેન્ટમાં એક ખાસ વિષય થયો હતો આ ચર્ચાને પરિણામે એમ ધારવામાં

આવેલું કે એ કાયદામાં કંઈક સુધારો થશે. પણ લૉર્ડ કર્ઝનની હિંમત કાંઈ આવા સુધારા કરવા માટે નહોતી, એ તો લોકમતને ઠોકર મારીને પણ પોતે પસંદ કરેલા માર્ગે આગળ ધપવા માટે જ હતી! આ કાયદાના વિરોધ ખાતર અઠ્ઠાવીસે અઠ્ઠાવીસ ચૂંટાયેલા સભ્યો મ્યુનિસિપાલિટીમાંથી રાજીનામું આપી નીકળી ગયા હતા. અને શ્રી સુરેન્દ્રનાથ એમના એક આગેવાન હતા. બંગભંગ સામેની ઝુંબેશ પૂર્વે બંગાળામા આ કાયદા સામે થઈ એવી ઝુંબેશ કદી નહોતી થઈ. આ ઝુંબેશને પરિણામે બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નર સર જૉન વૂડબર્ને સરકારી નીતિના વિરોધ તરીકે રાજીનામું આપવાની ધમકી આપી હતી.

આ તાત્કાલિક અને દેખીતી રીતે નિષ્ફળ ગયેલી ઝુંબેશ પછી, ૧૯૦૫માં બંગભંગનો ફતવો બહાર પડ્યો, ત્યાં સુધીના શ્રી સુરેન્દ્રનાથના જીવનની બે ત્રણ મહત્ત્વની પ્રવૃત્તિઓની નોંધ લેવી ઘટે છે.

૧૯૦૦ના માર્ચમાં શ્રી સુરેન્દ્રનાથે પોતાના 'બંગાળી' નામક અંગ્રેજી અઠવાડિકને દૈનિકનું સ્વરૂપ આપ્યું; અને બાબુ ઉપેન્દ્રનાથ સેનને દશ વર્ષ માટે ભાગીદારીમાં લીધા શ્રી તારાપ્રસન્ન મિત્ર કરીને એક વ્યવસ્થાપક એમને બહુ ખંતીલા ને મહેનતુ મળી ગયા હતા. એટલે પત્રની ઘણી પ્રગતિ થઈ હતી.

૧૯૦૨માં શ્રી સુરેન્દ્રનાથ અમદાવાદની મહાસભાના પ્રમુખ ચૂંટાયા. આ મહાસભા વિષે લખતાં એ કહે છે:

> "મહાસભાની અમદાવાદની બેઠક મોટી ફતેહમંદ બેઠક હતી. અમદાવાદની જનતાએ ત્યાં મારો જે સત્કાર કર્યો, એ એના પ્રમાણ અને ઉત્સાહ બંને દૃષ્ટિએ, ખરેખર બાદશાહી હતો. મારું ભાષણ સમાપ્ત કરતાં મેં ત્યાં કહેલું કે, વિજયોના ક્ષેત્રમાંથી પોતાના પાટનગર તરફ પાછા ફરતા કોઈ રાજવીને પણ, મને મહાસભાના પ્રમુખ તરીકે અપાયો છે, એનાથી વધુ ઉત્સાહયુક્ત આવકાર ન આપી શકાય. આ આવકાર મારી અંગત લાયકીને આભારી નથી, પણ જે મહાન કાર્યનું પ્રતિનિધિત્વ ધરાવવાનું મને માન આપવામાં આવ્યુ છે એને આભારી છે"

પૂનાના ભાષણની જેમ આ વખતનું ભાષણ પણ એમણે ભારે શ્રમ લઈને તૈયાર કર્યું હતું. એને તૈયાર કરતાં એમને આશરે છ અઠવાડિયાં થયાં હતાં; અને આપતાં બે કલાક થયા હતા. આ મહાસભામાં ૫૦૦૦ શ્રોતાઓ સમક્ષ બોલવાનું હોવાથી શારીરિક શ્રમ પણ કાંઈ જેવો તેવો કરવો પડ્યો નહોતો.

મિ. જી. એ. નટેસનની આવૃત્તિમાં આ ભાષણે કાઉન સાઈઝનાં લગભગ ૧૦૩ પાનાં રોક્યાં છે. સ્વદેશીને ઉત્તેજન આપવાના અને ઉદ્યોગોની પ્રગતિ કરવાના વિષયમાં એમણે આમાં કહ્યું છે:

"આપણાં ઉદ્યોગોની અભિવૃદ્ધિનો એક સર્વશ્રેષ્ઠ પ્રયત્ન કરવા માટે, વેરવિખેર એવી આપણી રાષ્ટ્રીય લાગણીઓને એક સુસંગઠિત સાંગોપાંગ પ્રયત્નમાં કેન્દ્રિત કરવાનો વખત શું હવે નથી આવ્યો? આપણી વિવિધ આવશ્યકતાઓ ખાતર પ્રાપ્ય એવી હિંદી વસ્તુઓની સંપૂર્ણ અને સર્વસંગ્રાહક યાદી મેળવી, એની બનાવટને ઉત્તેજન આપવાનું અને એના વિકાસને સારી પેઠે વધારવાનું, શું આપણે ન કરી શકીએ? આમ કરવું ખર્ચાળ થઈ પડશે, એ હું બરાબર કબૂલ કરું છું. પણ ભવિષ્યના લાભની દૃષ્ટિએ વર્તમાન આર્થિક કુરબાની વેઠવી, એ જ રક્ષણનું મૌલિક તત્ત્વ છે. આપણા રાષ્ટ્રીય ઉદ્યોગોને, દેશપ્રેમના ઉચ્ચ જુસ્સાથી નીપજેલા, આ નૈતિક રક્ષણથી જો સંગીન અને સંતોષકારક પાયા પર મૂકવામાં આવે, તો વખત જતા એમાંથી સોનાનો પુષ્કળ પાક થશે. ઉચ્ચ રાષ્ટ્રીય હેતુઓ ખાતર, અને મહાન રાષ્ટ્રીય આદર્શોને પહોંચવાની દૃષ્ટિથી, વેઠેલી બધી કુરબાનીનો ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે બદલો મળે છે."

મહાસભાની બેઠક પછી થોડા દિવસોમાં દિલ્હીમાં સાતમા એડવર્ડની તાજપોશીનો મોટો દરબાર ભરાવાનો હતો. આ ખર્ચાળ તમાશા સામે હિંદના કેળવાયેલા લોકોએ વાંધો ઉઠાવ્યો હતો; પરંતુ એ કાંઈ બંધ રહે એમ હતો નહીં. લૉર્ડ કર્ઝનની સરકારને તો આવા પ્રસંગો લોકોની આંખોને આંજી નાખે એવા ભપકાથી ઊજવવાનો ખાસ શોખ હતો. એટલે શ્રી સુરેન્દ્રનાથે પોતાના

ભાષણમાં તાજ પ્રત્યેની વફાદારી સ્પષ્ટ કર્યા પછી, આર્ય રિવાજની તથા મહારાણી વિકટોરિયાએ અલ્લાબાદના દરબાર વખતે ૧૮૫૮ના ઢંઢેરાની કરેલી બક્ષિસની યાદ આપીને, એવી વિનંતી કરી હતી કે આ મહાપ્રસંગની યાદગીરીમાં પ્રજાને એના અધિકારોમાં અને એના સ્વમાનમાં વૃદ્ધિ થાય એવી કોઈ બક્ષિસ આપવી. કહેવાની જરૂર નથી કે એવી કોઈ હકબક્ષી કર્યા વિના જ, ભવ્ય વાહ્યીવિલાસ અને ખર્ચાળ ભપકાથી જ, એ પ્રસંગને પતાવવામાં આવ્યો હતો.

આ અરસામાં સૌથી અગત્યની ચર્ચારૂપ થઈ પડેલો વિષય તો યુનિવર્સિટીમાં અપાતી કેળવણીનો હતો. શ્રી સુરેન્દ્રનાથ જીવનભર કેળવણીકાર હતા, એટલે એમાં એમને રસ પણ બહુ હતો. લૉર્ડ કર્ઝનની સરકારે કાર્યક્ષમતાનું ઓઠું લઈને, જેમ કલકત્તા મ્યુનિસિપાલિટીને એક ખાસ કાયદા દ્વારા સરકારી બહુમતી ધરાવતી સુધરાઈનું સ્વરૂપ આપ્યું હતું, એમ હવે એ જ ઓઠા નીચે એને ઉચ્ચ કેળવણીના આખા તંત્ર પર પોતાનો કબજો જોઈતો હતો. આથી સુરેન્દ્રનાથે પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં આ પ્રશ્ન સારી પેઠે ચર્ચ્યો હતો, સરકારી પ્રયત્નની ઝાટકણી કાઢી હતી, અને પોતાના વિચારો રજૂ કર્યા હતા.

કેળવણી પછી આર્થિક પ્રશ્ન ચર્ચતાં એમણે દેશની વધતી જતી ગરીબી, દેશમાં વારંવાર પડતા દુકાળો, હિંદના ઔદ્યોગિક વિકાસ તરફની સરકારની બેદરકારી, આકરાં જમીનમહેસૂલ ઇત્યાદિ પ્રશ્નો વિષે અભ્યાસપૂર્ણ અને દેશપ્રેમથી ઊભરાતું વ્યાખ્યાન કર્યું હતુ, અને ત્યાર પછી આપણા તત્કાલીન રાજકીય અને પ્રશ્નોની અને રાજકીય માગણીઓની ચર્ચા કરી એમણે પોતાનુ ભાષણ પૂરું કર્યું હતું.

૧૯૦૪માં યુનિવર્સિટીઓને લગતો સરકારી ખરડો પસાર થયો હતો; અને એ પ્રમાણે સૅનેટમાં પાંચ ચૂંટાયેલા પ્રતિનિધિઓ, નોંધાયેલા ગ્રેજ્યુએટો તરફથી, મોકલવાના હતા. શ્રી સુરેન્દ્રનાથને એ ચૂંટણીમાં સૌથી વધારે મત મળ્યા હતા; અને ત્યારથી એ લાગલાગટ પાંચ વર્ષ સુધી સૅનેટમાં સભ્ય રહ્યા હતા. આ અરસામાં સૅનેટ સમક્ષ આવેલાં કામોમાં સૌથી અગત્યનું કામ

સરકારની વિચારણા માટે નિયમાવલિ ઘડવાનું હતું. એને માટે એક ખાસ સમિતિ નિમાઈ હતી. શ્રી સુરેન્દ્રનાથ એમાં હતા. અત્યારે આપણને જાણીને નવાઈ લાગે એવી વાત છે કે, એમણે કરેલી ભલામણોમાં મેટ્રિકના અભ્યાસમાં ઇંગ્લંડનો ઇતિહાસ શીખવવાનો સમાવેશ કરવાની ભલામણ કરાઈ હતી તે સરકારે ઉડાવી દીધી હતી!

આવતા ઘમસાણના આ ઓળા હતા.

## ૧૩

## બંગભંગ, બહિષ્કાર, અને સ્વદેશી

બંગાળાનો પ્રાંત વહીવટની દૃષ્ટિએ અમલદારી દુનિયાને એક જ ગવર્નર માટે વધારે પડતો મોટો લાગતો હતો. ૧૮૭૪માં આસામને એથી અલગ પ્રાત કરી એક મુખ્ય કમિશનરના હાથ તળે મૂકવામાં આવ્યા હતો. સિલહટ, કાચર અને ગોવલપારા એ ત્રણ જિલ્લાની પ્રજા 'બંગાળી બોલનારી હતી, છતાં એ વખતે વિભાજન સામે ઝાઝી ચર્ચા નહોતી જાગી; કારણ એ જમાનામાં એવી એકતાની લાગણી કે લોકમત જેવું ઝાઝું હતું નહીં.

પણ ત્યાર પછી, અમલદારી દુનિયાને જણાયું કે આસામ પ્રાંત તરીકે તો અતિશય નાનો પડે છે. એમાં ચિતાગૉંગ, નોઆખલી, અને ટિપ્પેરાનો ઉમેરો કરવો જોઈએ પરંતુ એ વખતે સુધરેલું ધારામંડળ અસ્તિત્વમાં આવી ચૂક્યું હતું; અને ચિતાગૉંગ જિલ્લાના લોકોએ આ દરખાસ્તનો સખત વિરોધ કર્યો હતો. વળી બંગાળાના લોકમતનો એમને ટેકો મળ્યો, એથી એ વાત પડતી મુકાઈ હતી. એમ છતાં, અમલદારોના મનનાં ઊંડાણોમાં એ વાત'તો રમતી જ હતી, અને બહાર આવવા અનુકૂળ સંજોગોની શોધમાં જ હતી.

લૉર્ડ કર્ઝને આ વાતને કોઈ ને કોઈ મૂર્તસ્વરૂપ આપવાનો નિશ્ચય કર્યો. સરકારી રાજતંત્ર અને વહીવટમાં કાર્યક્ષમતા (efficiency) આણવી એ તો એમના મનની એક ખાસ ધૂન જ હતી. એટલે અનુકૂળ સંજોગો ન હોય તો ઊભા કરવા, પણ ધાર્યું કર્યા વિના તો રહેવાય જ કેમ? એમણે આ પ્રશ્ન

હાથ ધર્યો; ને દરખાસ્ત કરી કે, આખો ચિતાગોંગ વિભાગ અને ઢાકા અને મૈમનસિંગ જિલ્લાઓ બંગાળાથી છૂટા પાડવા ને આસામમાં ભેળવી દેવા!

બંગાળાના હિંદુમુસલમાન બધા લોકોમાં આનો પ્રબળ વિરોધ જાગ્યો. આથી લોકોને સમજાવવા અને ટાઢા પાડવા માટે સરકારે પૂર્વ બંગાળના આગેવાનોની પરિષદો બોલાવી. બંગાળાના ગવર્નર સર ઍન્ડ્રયૂ ફ્રેઝરે એમને બહુ સમજાવ્યા. પણ એઓ સમજ્યા નહીં, એટલે લૉર્ડ કર્ઝન પોતે પૂર્વ બંગાળાની મુલાકાતે નીકળ્યા! નામ તો લોકમત શું છે તે નક્કી કરવાનું હતું; પણ એમનો હેતુ, ખરી રીતે તો, પોતાના દોરદમામ અને ભપકાથી લોકોને આંજી નાખીને લોકમતને દબાવી દેવાનો હતો. લોકો અંજાય એવું કંઈ એમને લાગ્યું નહીં. મૈમનસિંગના જમીનદાર મહારાજા સૂર્યકાન્ત આચાર્ય, જેમના એ મૈમનસિંગમાં મહેમાન થયા હતા, એમણે એમનું બાદશાહી સ્વાગત કર્યું; પણ પોતે બંગભંગના વિરોધી છે, અને એ કરશો તો ગંભીર આફત આવશે, એવું એમણે વિનયથી પણ મક્કમતાથી જણાવ્યું!

પણ પૂર્વબંગાળાની આ યાત્રાનું એક નવું પરિણામ આવ્યું. બંગભંગની મૂળ યોજનામાં વળી વધારો કરવાનું નક્કી થયું. તે એ કે આખું ઉત્તર બંગાળા અને ફરિદપુર તથા બારિસાલ જિલ્લાઓનો એમાં સમાવેશ કરવો! આ ફેરફાર ગુપ્તપણે જ વિચારાયો, અને છેવટની આખી નવી યોજના લોકોની આગળ વિચારણા માટે મૂક્યા વગર જ, બારોબાર, ઇંગ્લંડ હિંદી વજીરને મોકલવામાં આવી! લોકોએ જ્યારે લગભગ માની લીધું કે બંગભંગની વાત જ હવે ઊડી ગઈ છે, ત્યારે એકાએક, આકાશમાંથી વીજળી પડે એમ, જુલાઈની ૨૦મીએ સરકારે જાહેર કર્યું કે બંગભંગનું છેવટનુ સ્વરૂપ શું છે!

શ્રી સુરેન્દ્રનાથ લખે છે:

"અમને લાગ્યું કે અમારું અપમાન કરવામાં આવ્યું છે, અમને નીચું જોતા કરવામાં આવ્યા છે, અમને છેતરવામાં આવ્યા છે. અમને લાગ્યું કે અમારું આખું ભવિષ્ય જોખમમાં છે, અને બંગાળી બોલતી પ્રજાની ઊછરતી એકતા અને અસ્મિતા પર ઉગામાયેલો આ ઇરાદાપૂર્વકનો ઘા છે. અમને લાગ્યું કે મૂળ વહીવટી આવશ્યકતાઓને

પહેલેથી વગવાનો જેનો હેતુ હતો, તેમાં હવે રાજકીય ગંધ ઉમેરવામાં આવી છે; અને આખી યોજનાએ હવે રાજકીય સ્વરૂપ પકડ્યું છે. આ વખતે જો ન બોલ્યા તો આપણી રાજકીય અભિવૃદ્ધિના, અને હિંદુઓ અને મુસલમાનોના જે ગાઢ જોડાણ પર હિંદની પ્રગતિનો આટલો મોટો આધાર છે એના, બાર જ વાગ્યા સમજજો. કારણ સરકારમુખે અને ખુલ્લંખુલ્લા હવે એવું જાહેર કરાયું હતું કે, પૂર્વ બંગાળ અને આસામને મુસ્લિમ પ્રાંત બનાવવાનો છે; અને નવા પ્રાંતમાં જે રાજનીતિ સ્વીકારવાની છે એના પાયા તરીકે ધાર્મિક ભેદોને સ્વીકારવાના છે!

"અમે જરા પણ વખત ગુમાવ્યા વિના કામ શરૂ કર્યું. પથુરિયા ઘાટ પર આવેલા મહારાજા જ્યોતીન્દ્રમોહન ઠાકુરના મહેલમાં અમે એકઠા થયા. મહારાજા પોતે ત્યાં હાજર હતા, અને વિચારણામાં સક્રિય ભાગ લેતા હતા. બંગાળામાં અત્યારના* ધારાસભાના પ્રમુખ, જે એ વેળાએ કલકત્તામાં બૅરિસ્ટરી કરતા હતા, એ મિ. એચ. ઈ. એ. મૅટન એમાં હાજર હતા. ભાગલાને રદ કરાવવાની હિલચાલ તરફ એમની ઊંડામાં ઊંડી સહાનુભૂતિ હતી. એવી જ રીતે 'સ્ટેટ્સમૅન'ના તંત્રી મિ. રૅટક્લિફ અને 'ઇંગ્લિશમૅન'ના તંત્રી મિ. ફ્રેઝર બ્લેર પણ હાજર હતા. આંગ્લહિંદી મત, જે સામાન્ય રીતે અમલદારી મતનું અનુમોદન કરે છે, એ પોતાનાં મુખપત્રો મારફત ભાગલાને વખોડી કાઢતો હતો. જોકે એમની આ વલણ લાંબો વખત ન ટકી, પણ બંગભંગના વિરોધની હિલચાલના પ્રથમ દિવસોમાં આંગ્લહિંદી છાપાંનો મત એને ટેકો આપતો હતો."

"એ પરિષદમાં નિર્ણય થયો કે મહારાજાએ વાઈસરૉય પર તાર કરવો. એમાં થયેલા હુકમોની પુનઃવિચારણા કરવાની પ્રાર્થના કરવી, અને આગ્રહ કરવો કે બંગભંગ વહીવટી કારણોસર જો અનિવાર્ય હોય તો બંગાળી બોલતી આખી પ્રજાને એક જ વહીવટ તળે મૂકવી જોઈએ. એ સૂચક છે કે પાછળથી લૉર્ડ હાર્ડિન્જની

* શ્રી સુરેન્દ્રનાથે પોતાનાં સંસ્મરણો લખ્યાં તે વખતના, ૧૯૧૦–૨૪ના.

સરકારે ભાગલાની જે સુધારેલી આવૃત્તિનો સ્વીકાર કર્યો એને, આ પરિષદે ચોકસપણે આગળથી પ્રતિબિંબિત કરી હતી, અને વાઈસરોયને મોકલેલા તારમાં એનો સમાવેશ કર્યો હતો."

શ્રી સુરેન્દ્રનાથ આગળ લખે છે:

"બંગાળાને એવી રીતે બે પ્રાંતોમાં વહેંચી નખાત જેથી બંગાળી બોલતી પ્રજા બધી એક જ પ્રાંતમાં એકત્રિત રહે, અને બાકીની બીજી બીજા પ્રાંતમાં સમાય, તો બધી વહીવટી અગવડો, પછી એ ગમે તે હોય, દૂર થાત; અને લોકમત પ્રસન્ન થાત. પણ લૉર્ડ કર્ઝન અને એમની સરકારને એ શેનું ફાવે? . . . બંગભંગની યોજના પાછળ જે રાજકીય હેતુ પરેલો હતો, એ મહારાજાએ સૂચવેલા ભાગલાથી સંતોષાય થાય એમ હતું નહીં. . . .

"મહારાજાના મહેલમાં મળેલી આ પરિષદ પછી લગભગ રોજ ઇન્ડિયન ઍસોસિયેશનના ખંડોમાં, અથવા તો મૈમનસિંગવાળા મહારાજા સૂર્યકાન્ત આચાર્યના મુકામ પર, પરિષદો ભરાતી. છેવટે ઑગસ્ટની ૭મીને રોજ ટાઉનહૉલમાં એક જાહેર સભા બોલાવવાનું ઠરાવાયુ. બંગભંગ-વિરોધી વિવાદના ઇતિહાસમાં એ દિવસ પ્રખ્યાત થવાનું ભાવિથી નિશ્ચિત થઈ ચૂક્યું હતું. ગ્રામવિસ્તારને પોતાના પ્રતિનિધિઓ મોકલી આપવા પત્રો લખાયા હતા. અને એનો જવાબ ઉત્સાહિત અને એકમતીવાળો હતો. ગ્રામવિસ્તારના લોકોને સંગઠનનો વધારે સમય મળે, એ માટે મૈમનસિંગથી મારા મિત્ર બાબુ અનાથબંધુ ગુહાએ મને લખ્યું. પણ જે લાગણીઓ જાગ્રત થઈ હતી તેનું જોશ જોતાં, અને વિના વિલંબે પહેલો ધડાકો કરી દેવાની આતુરતા જોતાં, એમ થઈ શકે એમ નહોતું. એથી મિત્રોને મળી લીધા પછી મેં જવાબ આપ્યો કે વિરોધનો પ્રથમ મહાન દેખાવ જલદી થવો જોઈએ; જેથી હિલચાલને એવી દિશા અને નેતૃત્વ મળે કે, જે પ્રાંતભરમાં પોતાનાં ભાવિ વિકાસ અને પ્રગતિને એકસૂત્ર કરી શકે.

"૭મી ઑગસ્ટની સભામાં જે ઠરાવો કરવાના હતા એ પૂર્વ અને ઉત્તર બંગાળાના, જે અગ્રણી પુરુષો ત્યાં હાજર થયા હતા, તેમની વચ્ચે લાંબી અને ચિંતાતુર વાટાઘાટનો વિષય હતો. કેવળ જાહેર સભાઓ ભરવાથી કશું નહીં વળે, એમ લાગતું હતું. લૉર્ડ કર્ઝનની સરકારે લોકલાગણીની પદ્ધતિસર અવગણના દાખવી હતી, અને જાહેર દેખાવો તરફ ખુલ્લો તિરસ્કાર દાખવ્યો હતો એથી એવું કશું કરવાની જરૂર હતી, કે જે આ આખી હિલચાલની પાછળ જે તીવ્ર લાગણી પડેલી હતી એને યોગ્ય રીતે મૂર્તિમંત કરે. ઇંડિયન ઍસોસિયેશનના ખંડમાં લગભગ રોજ ભરાતી સભાઓમાં જે જુદાં જુદાં સૂચનો કરવામાં આવ્યાં હતાં એ મને યાદ છે. એમાંનું એક એવું હતું કે આપણે બધી માનની (honourary) નિમણૂકોના, જેવી કે ઑનરરી મૅજિસ્ટ્રેટની નિમણૂકોનાં, અને જિલ્લા બોર્ડો તથા સુધરાઈઓના સભ્યપદનાં, રાજીનામાં આપી દેવાં! આ પગલાંની સામે દેખીતો વાંધો જે હતો તે એ હતો કે, એ આપણા દેશજનોની સેવા કરવાની તક આપતી નિમણૂકો અને પદો હતાં, અને એ એક એવી સ્થાનિક લાગવગના મૂળરૂપ હતાં કે જે આવતી લડતમાં ઉપયોગી હતી. બીજું આખો દેશ આ દૃષ્ટિબિંદુમાં અમને સાથ આપશે કે કેમ એ શંકાસ્પદ હતું. એક મોટા ઝઘડાના ગણેશમાં જ અશત પરાજય મળે એ આફતરૂપ હતું એટલે એ વિચાર તજી દેવાયો હતો

"જ્યારે આ ચર્ચાઓ ચાલતી હતી ત્યારે, પાછળથી જેને બહિષ્કારની ચળવળ કહેવામાં આવી, એનો વિચાર વાતાવરણમાં હતો; અને એ અમારી વિચારણામાં અગ્રપદે આવી ઊભો હતો. એના મૂળ વિષે ઘણું લખાયું છે ને બોલાયું છે. આ વિચાર કોના ફળદ્રૂપ ભેજામાંથી નીકળ્યો, અને પ્રથમ એ ક્યારે બહાર પડ્યો? આ બંને પ્રશ્નોનો ચોકસાઈથી જવાબ આપવો અસંભવિત છે કોઈ પણ ઉત્તેજક બનાવથી જનતા જ્યારે જાગી ઊઠે છે, એની શક્તિના ગુપ્ત ઊગમસ્થાનોનો

જ્યારે સ્પર્શ થાય છે, અને કોઈ મોટા સંકટને કારણે, અથવા તો પ્રજાના ઇતિહાસમા નવુ પ્રકરણ ઉકેલવાનું વચન આપે એવા કોઈ હૃદયસ્થ આદર્શને અમલી રૂપ આપવાની ઊંડીલી ઈચ્છાને કારણે, એના ઘેનઘેર્યાં બળોને ગતિમાન કરવામા આવે છે, ત્યારે નવા વિચારોના દબાણથી નૈતિક વાતાવરણ ફળદ બની જાય છે કારણ આખા સમાજનું માનસ કામ કરવા લાગી ગયુ હોય છે, અને રાષ્ટ્રીય વિચારના કુલ સરવાળામા પોતાનો ફાળો આપતુ હોય છે

". બ્રિટિશ માલના બહિષ્કારનો વિચાર લોકમાનસની આવી સ્થિતિમા પહેલો કોને આવ્યો એ હુ કહી શકુ એમ નથી હુ તો ધારુ છુ કે એ અનેકોને એકસાથે જ સૂઝ્યો પબના જિલ્લામા મળેલી એક જાહેરસભામા એ પહેલી વાર જાહેર થયો એ પછી તો ગ્રામવિસ્તારના બીજા કસબાઓમાં ને ગામોમાં ભરાતી સભાઓમા એની વારવાર ઘોષણા થઈ અમેરિકાના માલના ચીનાઓએ કરેલા સફળ બહિષ્કારની વાત પછી એશિયાભરમાં જાહેર થઈ, અને હિંદી છાપાએ પણ એનો ઉતારો કર્યો

"ઓદ્યોગિક વિકાસની જે પ્રવૃત્તિ લોકોના મનમા વાસ કરવા લાગી હતી એની ઉત્તેજનાથી બહિષ્કારની આ ભાવનાને વિશેષ પુષ્ટિ મળી. સ્વદેશીની હિલચાલ ક્યારનીય અસ્તિત્વમાં આવી ચૂકી હતી વિશેષ નહીં, તો સ્વદેશીનો જુસ્સો તો લોકમાનસમા પ્રગટ થઈ જ ચૂક્યો હતો હવામાં એ ફેલાઈ ચૂક્યો હતો કેળવાયેલા સમાજનો એક વધતો જતો વિભાગ એને અનુમોદન આપતો હતો આપણી ઔદ્યોગિક લાચારી તરફ વધારે ને વધારે ધ્યાન ખેંચાઈ રહ્યુ હતું! અને લોકો ત્યારનુ પામી ગયા હતા કે બહિષ્કાર બેધારુ હથિયાર નીવડશે, ઔદ્યોગિક વિકાસને એ મદદરૂપ થશે અને રાજકીય શસ્ત્રની ગરજ સારશે!

"બહિષ્કાર વિષય પર અમારી પરિષદોમ અમે દિવસો સુધી ચિંતાતુર વિચારણા ચલાવી હતી, અને એને પરિણામે અમારામાં

લાગણીઓની લગભગ સાર્વત્રિક એકમતી હતી. લોકલાગણીની જે સ્થિતિ એ અરસામાં પ્રવર્તતી હતી, એમાં એ હિલચાલને સાર્વત્રિક અનુમોદન મળશે એવું સ્વીકારાયું હતું; અને પછી જે બન્યું એનાથી આ આશા સંપૂર્ણપણે વાજબી ઠરી છે."

આમ છતાં, આ ઠરાવની એક બાજુ એવી હતી કે જેણે એ વખતના આગેવાનોને ઘણી ચિંતા કરાવી હતી. બહિષ્કારનું પગલું સરકાર સામે હતું, અંગ્રેજો સામે નહીં ઘણા અંગ્રેજો તો આપણે જેવું એમ ભાગલાના વિરોધી હતા, અને ઉપર્યુક્ત પરિષદોમાં ભાગ લેતા હતા છેવટે તો જે પગલું લેવાનું હતું એ સરકારના પગલા સામે બ્રિટિશ જનતાને અપીલ કરવાના હેતુથી જ લેવાનું હતું એટલે જે અંગ્રેજો શરૂઆતથી આ હિલચાલને સાથ આપતા હતા તે બહિષ્કારની હિલચાલથી મિત્ર મટી જાય તો શું, એ આગેવાનોની એકમાત્ર ચિંતા હતી આથી શ્રી સુરેન્દ્રનાથને કેટલાક અંગ્રેજ મિત્રોને આ વિષે મળી લેવાનું ખાસ સોંપવામાં આવ્યું હતું એ મુલાકાત ગુપ્ત પ્રકારની હોવાથી હજી સુધી એમનાં નામ બહાર પડ્યાં નથી પણ સુરેન્દ્રનાથ પોતાના સસ્મરણો લખતાં કહે છે કે એક પણ અપવાદ સિવાય બધા મિત્રોએ બહિષ્કારના પગલાને અનુમોદન આપ્યુ હતું! આથી નીચેનો ઠરાવ છેવટે નક્કી થયો હતો અને સભાએ મંજૂર કર્યો હતો.

"હિંદી કામકાજ પ્રત્યે બ્રિટિશ જનતા જે બેદરકારી સેવે છે, અને જેને પરિણામે વર્તમાન સરકાર હિંદના લોકમતની અવગણના કરે છે, એ બેદરકારી સામે વિરોધ દાખવવા માટે ઠરાવવામાં આવે છે કે બંગભંગનો હુકમ પાછો ન ખેંચાય ત્યાં સુધી કોઈએ બ્રિટિશ બનાવટનો માલ ખરીદવો નહીં એવો જે ઠરાવ ગ્રામવિસ્તારમાં ભરાયેલી ઘણી સભાઓમાં થયો છે, એની તરફ આ સભા સંપૂર્ણ સહાનુભૂતિ ધરાવે છે"

નેતાઓએ પણ નહોતી આશા રાખી, એટલી સફળતા આ ઠરાવને મળી હતી, અને બહિષ્કારની ચળવળ લોકોએ અસાધારણ જુસ્સા અને હોંશથી ઉપાડી હતી

સ્વાભાવિક રીતે જ યુવાનો અને વિદ્યાર્થીઓનો ઉત્સાહ આ બાબતમાં સૌથી વધારે ને આગળ પડતો હતો પરદેશી વસ્ત્ર પહેરીને બગાળાની કોઈ પણ સ્કૂલ કે કૉલેજમાં જવું એ કોઈ પણ વિદ્યાર્થી માટે સ્પષ્ટત જોખમની વાત થઈ પડી હતી શ્રી સુરેન્દ્રનાથે લખેલુ છે:

"પરદેશી કાગળની નોટો વર્ગની પરીક્ષામા અપાય એ વિદ્યાર્થીઓ કદી ચલાવી લેતા નહીં રિપન કૉલેજના તાબાની નિશાળમા ચોથા ધોરણનો એક છોકરો પરદેશી કાપડનુ બનેલુ ખમીસ પહેરીને આવેલો તેને વિદ્યાર્થીઓએ ફાડીને ફેંકી દીધેલુ, અને ટોળાશાહીનો વધુ ભોગ થતા એ બચી જતા એને ભોય ભારે પડેલી... મારી જ રિપન કૉલેજમા સત્તાવાળાઓએ પરીક્ષામા વાપરવા માટે વિદેશી કાગળની નોટો આપેલી, પણ બધા વિદ્યાર્થીઓ એની સામે થયેલા, ને જ્યારે દેશી કાગળની નોટો અપાઈ ત્યારે જ પરીક્ષાનું કામ આગળ ચાલે1 . મારી એક પૌત્રી, જે ફક્ત પાચ વર્ષની હતી, એને એક સબધી તરફથી વિદેશથી મોજડીઓની જોડ ભેટ મોકલાઈ હતી તે એણે તરત જ પાછી મોકલેલી! . એક સુપ્રસિદ્ધ ડૉક્ટરે મને કહેલુ કે સ્વદેશીની હિલચાલ જ્યારે સૌથી વધારે જોશમા હતી, ત્યારે છથી વધારે વર્ષની નહીં હોય એવી એક બાળદર્દી બેભાન દશામા બોલતી હતી કે, હુ વિદેશી દવા નહીં લઉં . . એના બળવાન દિવસોમા સ્વદેશીના વાદથી આપણા સામાજિક અને સાસારિક જીવનનો નતુએ નતુ રગાઈ ગયો હતો વિદેશી માલ જેમાં હોય એવી લગ્નની ભેગે પરત કરવામા આવતી. જે ક્રિયાઓમાં દેવોને વિદેશી વસ્તુઓ ચડાવાતી એ ક્રિયાઓમા ઘણી વાર ગોર મહારાજે ભાગ લેવાની ના પાડતા વિદેશી મીઠુ કે ખાડ વપરાઈ હોય એવાં આનદભોજનમા મહેમાનો ભાગ લેવાની ના પાડતા. લાકમતનુ દબાણ એટલુ બધુ હતુ કે કોઈ પણ બગાળી મનુષ્ય વિદેશી ધોતિયુ કે સાડી ખરીદવાનો વિચાર કરતુ નહીં, અને છતાં સસ્તાપણાને કારણે કોઈ એ ખરીદવા ઇચ્છતું તો એને એ રાતવરત અધારા અંધારામા જ તે ખરીદી લેવું પડતું, જેથી કોઈ જોઈ જાય નહીં "

## ૧૪

# સરકાર મેદાને જંગમાં

ઑગસ્ટ સાતમીની સભામાં બંગાળાના દરેકેદરેક ભાગના પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. એમાં ગિરદી એટલી બધી થઈ હતી કે એ સભાને ત્રણ ભાગમાં વહેંચી નાખવી પડી હતી. શ્રી સુરેન્દ્રનાથે એક પછી એક ત્રણે ભાગમાં જઈને ભાષણ કર્યું હતું. એ દિવસે શહેરભરમાં હડતાલ પાડવામાં આવી હતી, અને કલકત્તાના જુવાનો કૉલેજ ચોકમાંથી સરઘસાકારે ટાઉન હૉલમાં આવ્યા હતા. ટાઉન હૉલના ઉપલા માળને થોકના ચિહ્ન તરીકે કાળા કાપડથી મઢી દેવાનો હતો. વ્યવસ્થાપકને સૂઝેલું નહીં કે આ સભા વિદેશી કાપડને નહીં સાંખી શકે. આથી 'વાઈટ વે લેઈડ લૉ'ની કંપનીને એ કામ સોંપેલું, અને તેણે એ પૂરું પણ કરી દીધેલું; પણ સભા ભરાવાની હતી એની સવારે જ જનાબ હલિમ ગુઝનવીને આ ખૂચ્યું; એટલે એ શ્રી સુરેન્દ્રનાથ પાસે દોડ્યા, અને કહ્યું કે આ કાપડ દૂર નહીં કરો તો તોફાન થશે! વખત બહુ થોડો હતો. પણ પ્રશ્ન એટલો ગંભીર હતો કે લાગતાવળગતા લોકો જોડે ઉતાવળે ઉતાવળે જરૂરી વાતચીત કરી લઈને એ કાપડ ઉતારી લેવામાં આવ્યું હતું. લોકોનો ઉત્સાહ ભારે હતો, ને ગિરદી ગજબ હતી; પણ સભાનું કામ શાંતિથી આટોપાયું હતું, અને લોકદૃષ્ટિએ દેખાવો સફળ થયા હતા.

પણ લોકદૃષ્ટિએ જે સફળ થાય એથી કાંઈ લોકમતને હેડિયે બેસીને પણ ધાર્યું કરાવવા માગતી નોકરશાહી ઓછી ખુશી થાય? એ તો એની સફળતા જ જોઈ બળી જાય ને?

આગેવાનો ત્યાર પછી દેશભરમાં ઘૂમ્યા. અંગ્રેજી વિના બીજી કોઈ ભાષામાં ભાષણ ન આપવાની ટેવવાળાઓ, બંગાળીમાં, સારામાં સારાં ભાષણો આપવા લાગ્યા! આરામખુરશીમાં પડ્યે પડ્યે વાંચનારા અને વાતો કરનારા દૂરદૂરનાં અજાણ્યાં ને અપ્રવેશ્ય મનાતાં ગામડાંમાં ફરવા લાગ્યા! મચ્છરદાની

વગર ન સૂનારા મલેરિયા અને કૉલેરાના ધામરૂપ ગણાતા પ્રદેશોમાં વગર મચ્છરદાનીએ ફરવા લાગ્યા! અને ભદ્ર લોકોનાં બત્રીસ રસાલવાળાં ભોજન જમનારાઓ, ગામડિયાઓ આપે તે, રોટલા ને મરચાં કરડીને પ્રચાર કરવા લાગ્યા!

વિદ્યાર્થીઓ અને જુવાનોએ આ હિલચાલમાં સૌથી આગળપડતો ભાગ લેવા માંડ્યો. એમનો ઉત્સાહ માતો નહોતો. અને સમાજનો એમને ચેપ લાગતો હતો. આથી સરકારે પહેલો એમની પર હાથ ઉગામ્યો. શરૂઆત એણે બિનશહેરી વિદ્યાર્થીઓથી કરી. ગ્રામવિસ્તારની અને બિનનાગરિક બધી શાળાઓ અને કેળવણીની સંસ્થાઓના મુખીઓ પર પરિપત્ર કાઢીને ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટે કહી દીધું કે, 'જે પોતાના વિદ્યાર્થીઓને બહિષ્કાર, પિકેટિંગ ઇત્યાદિ સ્વદેશીની બદીઓની હિલચાલમાં ભાગ લેતા નહીં રોકે એની ગ્રાંટ સરકાર અટકાવશે.' 'સ્ટેટ્સમૅન' જેવા અંગ્રેજોના માનીતા છાપાએ આ પરિપત્ર પર એવી ટીકા કરી કે દેખીતી રીતે સરકારે ભૂલ કરી છે અને એવી બાલિશ અને નિષ્ફળ નીતિ અખત્યાર કરી છે કે, જેનું પરિણામ શહીદોનું લશ્કર ઊભું કરવા સિવાય બીજું કશું આવે એમ નથી! એક એકથી ચડે એવા પરિપત્રો પર પરિપત્રો સરકારે કાઢ્યા. ને જેમ જેમ એ નીકળતા ગયા એમ એમ લોકોની ગરમીનો પારો ચડતો ગયો. જાણે બકરી કાઢતાં ઊંટનાં ઊંટ પેસવા માંડ્યાં!

૧૬મી ઑક્ટોબર ૧૯૦૫ના રોજ બંગભંગની સરકારી યોજના અમલમાં આવી. સરકારે લોકમતની પૂરી અવગણના કરી. આ યોજના પ્રમાણે પૂર્વબંગાળની જે નવી સરકાર અસ્તિત્વમા આવી, એણે એવો ફતવો કાઢ્યો કે જાહેર રસ્તા પર વંદેમાતરમ્‌નો પોકાર કરવો એ ગેરકાયદેસર છે. અને એક કહેવાતા વિદ્વાન અને ઉચ્ચ અંગ્રેજ અમલદારે એવી શોધ કરી કે વંદે-માતરમ્ તો માતા કાલિકાને વેર લેવાનું આહ્‌વાન કરવાનો પોકાર છે! હિંદુ-મુસ્લિમ વિદ્વેષ જગાવવા પૂર્વબંગાળાના નવા પ્રાંતના સૂબાસાહેબ સર બૅમ્ફિલ્ડ ફુલરે અર્ધું મશ્કરીમાં ને અર્ધું ગંભીરતાથી કહ્યું કે, "મારે બે બૈરીઓ

છે, એક હિંદુ અને બીજી મુસલમાન! પણ મુસલમાન મારી માનીતી છે!" નોકરશાહીએ સૂબાસાહેબનાં આ વચનનો મર્મ ધ્યાનમાં લઈ લીધો, અને જ્યાં બને ત્યાં માનીતી બેગમની રાજનીતિનો અમલ કરી મુસલમાનોને ચગાવવાનાં ને બગલમાં લેવાનાં, તથા હિંદુઓને પછાડવાનાં અને ધુત્કારવાનાં છડેચોક તરકટ કરવા માંડયાં આ ઝેર એટલી હદે વ્યાપી ગયું કે ૧૯૦૭માં કોમિલ્લામાં થયેલા હુલ્લડના કેસમાં હાઈકોર્ટને કહેવું પડયું કે

"સાક્ષીઓના હિંદુ અને મુસ્લિમ એવા બે વિભાગ પાડવા, અને એકનું માનવું ને બીજાનું ન માનવું, એ વિદ્વાન ન્યાયાધીશની રીત કડક ટીકાને પાત્ર છે પ્રજાના કોઈ પણ એક વિભાગ તરફની બધી પૂર્વગૃહીત સહાનુભૂતિઓને દૂર રાખીને વિદ્વાન ન્યાયાધીશે પોતાની આગળ પડેલી જુબાનીઓમાં રહેલી સાબિતીઓ તરફ જ લક્ષ રાખવું જોઈતું હતું "

છેવટે સરકારે જાહેરસભાઓ પર પણ પ્રતિબંધ મૂકયો, અને પોતે બહાર પાડેલા મનસ્વી હુકમનો અમલ કરાવવા માટે વસ્તીનાં શાંત કેન્દ્રોમાં પણ લશ્કરી પોલીસ મૂકી! આ પોલીસ શું જાણે કે કોણ કેવો માણસ છે? અન્નદાતા સરકાર માબાપ શું કહે છે, શું માને છે, શું ઇચ્છે છે, એ જ માત્ર એ જાણવા ઇચ્છે, એટલે સરકારની અણમાનીતી હિંદુ જનતાના પ્રતિષ્ઠિતો પણ એના હુમલામાંથી બચી શકયા નહીં જે માનનીય નાગરિકોએ સ્વદેશીનો પરિપત્ર કાઢયો હતો, એમના પર રાજ્યદ્રોહના આરોપ મુકાયા! બારિસાલના બાબુ અશ્વિનીકુમાર દત્ત જેવા પૂજ્ય નેતા પર પણ સરકારે આ મામલે આવો કેસ કરેલો પણ એમાં સરકારના હાથ હેઠા પડેલા ને કસ નીકળી ગયેલો એટલું જ નહીં બાબુ અશ્વિનીકુમારે બદનક્ષીની સામી ફરિયાદ કરેલી અને એમણે રાજદ્રોહ કર્યો છે એવું કહેનાર મિ જેક પાસેથી નુકસાની મેળવેલી! ૧૯૦૬ના એપ્રિલમાં બારિસાલ ખાતે ભરાયેલી પ્રાંતિક પરિષદને પોલીસે જબરજસ્તીથી વિખેરી નાખી ત્યારે આ રાજનીતિ પોતાના ઉત્કલન બિંદુ સુધી પહોંચી ગઈ

શ્રી સુરેન્દ્રનાથની પોતાની અમોઘ વાણીમા બારિસાલની એ અમર-કથા નીચે મુજબ છે

"હુ અને મારા મિત્રો એ પરિષદ પૂર્વે, થોડા જ દિવસ પહેલાં, અમારા કાર્યકર્તાઓમા ઉપસ્થિત થયેલા કેટલાક વિવાદના મુદ્દાઓનો નિકાલ કરવા ઢાકા ગયા હતા એ કામ પતાવીને અમે સ્ટીમરમાં ઢાકાથી બારિસાલ આવ્યા અમે સાંજે ત્યા પહોચ્યા, ત્યારે અમને ખબર પડી કે કલકત્તા અને બીજા સ્થળોએથી પ્રતિનિધિઓ ક્યારના ત્યા આવી પહોંચ્યા છે, પણ હજી ઊતર્યા નથી. સ્ટીમર પર જ તેઓ અમારી વાટ જુએ છે. બારિસાલના જાહેર રસ્તાઓ પર, અને વસ્તુત પૂર્વબગાળાના બધા મોટા ગામોમા, વદેમાતરમ્‌ના પોકારની મનાઈ ફરમાવવામાં આવી હતી અમે એ મનાઈને ગેરકાયદેસર માનતા હતા, અને નિષ્ણાત કાયદાબાજોનો અભિપ્રાય લઈને અમે કિલ્લેબધી કરી રાખી હતી કાયદો જેને ચલાવી લે એમ નથી, એવી મનસ્વી સત્તાને શુ અમારે તાબે થવુ? એવી રીતે તાબે થવામાં સ્વમાન શુ? પણ બારિસાલના નેતાઓએ સત્તાવાળાઓ સાથે સમજૂતી કરી લીધી હતી, અને એ પ્રમાણે પ્રતિનિધિઓનુ સ્વાગત કરતા જાહેર રસ્તાઓ પર વદેમાતરમ્‌ના પોકારો નહીં કરવા એ બધાઈ ગયા હતા પ્રતિનિધિઓ પૈકીનો વધારે ઓછી ઉંમરનો અને વધારે ઉત્સાહી વિભાગ એવા મતનો હતો કે, એમની બંધણીને નેવે મૂકીને પણ વદેમાતરમ્ પોકારવું છેવટે એવુ સમાધાન કરવામાં આવ્યુ કે બારિસાલના આગેવાનોએ આપેલી કબૂલાતને માન આપવુ, પણ એ કબૂલાત પ્રતિનિધિઓના સ્વાગતના પ્રસગ પૂરતી જ છે, એટલે પરિષદના બીજા બધા પ્રસગે આપણે એ પોકાર કરવો—એવી રીતે કે જાણે કોઈ વિરુદ્ધ હુકમ સરકાર તરફથી થયો જ નથી! આ પ્રમાણે નક્કી થયા પછી એ પ્રતિનિધિઓ ઊતર્યા

"હુ બિહારીલાલ રૉયને ઘેર ઊતર્યો હતો એ લકુતિયાના જમીનદાર હતા, અને લગ્નસંબંધથી મારા સગા થતા હતા એ કદી જાહેરમાં કામ કરતા નહીં, . .પણ બગભગે, બીજા ઘણાઓની

હોમ, એમને એમની જમીનદારીના વહીવટના એકાંતમાંથી બહાર કાઢયા, અને એ બંગભંગ વિરોધી અને સ્વદેશીની હિલચાલોના એક ઉત્સાહી અનુમોદક બની ગયા .

"પ્રાંતિક પરિષદ ૧૪મી અપ્રિલ ને શનિવારે મળવાની હતી ૧૪મીની સવારે શ્રી બિહારીલાલના ઘરમા મારે ઉતારે એક પરિષદ મળી બધા અગ્રણી પ્રતિનિધિઓ ત્યાં હાજર હતા. . ત્યાં નક્કી થયુ કે બધા પ્રતિનિધિઓએ રાજાની હવેલીના ચોગાનમા એકઠા થવુ, અને ત્યાંથી પ્રાંતિક પરિષદના મંડપ સુધી વંદેમાતરમ્ પોકારના પોકારતા કૂચ કરવી પોલીસ વચ્ચે પડશે, અને બળ પણ વાપરશે એવો ભય હતો જ પણ બધાને કડક આજ્ઞા કરવામા આવી હતી કે કોઈ પણ સંજોગોમાં પ્રતિનિધિઓએ સામે થવાનું નથી, અને કોઈએ લાઠી શું, ફરવા નીકળતી વખતે રખાતી સોટી સરખી પણ રાખવાની નથી.

આ સૂચનાનો વફાદારીપૂર્વક અમલ કરાયા હતો

"સરઘસ બે વાગ્યે નીકળવાનું હતું હુ એના અડધા કલાક પહેલાં ત્યાં પહોંચી ગયો હતો અમે સરઘસ ગોઠવ્યું અને પછી નીકળ્યા પરિષદ પ્રમુખ જનાબ રસૂલ સાહેબ અને એમનાં પત્ની, જે એક અગ્રજ બાઈ હતાં, એ એક બગીમા મોખરે હતાં, અને અમે —'અમૃતબજાર પત્રિકા'ના તંત્રી બાબુ મોતીલાલ ઘોષ, બાબુ ભૂપેન્દ્ર નાથ બસુ અને સેવક આગલી હરોળમાં હતા જુવાનિયા મંડળ પાછળના ભાગમા હતું પોલીસ પુરજોશમાં દેખાતા હતા, નિયમન મુજબની લાઠીઓથી સશસ્ત્ર થયેલા હતા, અને મદદનીશ પોલીસ સુપરિન્ટેન્ડન્ટ સાહેબ ઘોડા પર બેઠેલા હતા.

"અમને વગર હુમલે એમની આગળ થઈને જવા દેવામાં આવ્યા જ્યારે અમારા મુકાબલે જુવાનિયા એવા પ્રતિનિધિઓ — પરિપત્ર વિરોધી મંડળ*ના સભ્યો — હવેલીમાંથી નીકળીને જાહેર રસ્તા પર આવ્યા,

* વિદ્યાર્થીઓને દબાવવાના સરકારી પરિપત્રોનો સામનો કરવા રચાયેલુ વિદ્યાર્થીમંડળ એ થોડા વખત પહેલા જ રચાયુ હતું

ત્યારે પોલીસોનો કાર્યક્રમ વિકસ્યો અને હુમલો શરૂ થયો ઠીક ઠીક 'જાડી છ છ ફૂટની નિયમન મુજબની લાઠીઓ વડે એમના પર હુમલો કરવામા આવ્યો એમની પાસે વદેમાતરમ્‌ના જે બિલ્લાઓ હતા એ ઉતરડીને ફાડી નાખવામા આવ્યા એમાંના કેટલાકને બહુ રાખત ઈજા થઈ, અને એમાના ચિત્તરંજન ગુહા નામના એક યુવકને તો પાણીથી ભરેલા એક તળાવમા ફેંકી દેવામાં આવ્યો! એનો વાક ફક્ત એ જ હતો કે, જેમ જેમ ઝડી પડતી ગઈ એમ એમ એ વધારે ને વધારે જોરથી વદેમાતરમ્ પોકારતો સપૂર્ણ અહિંસક યોદ્ધો હતો! એ બાબુ મનોરજન ગુહાનો પુત્ર થાય સ્વદેશીની પ્રવૃત્તિનો એ સુપ્રસિદ્ધ વક્તા અને કાર્યકર્તા હતો પાછળથી એને દેશનિકાલ કરવામાં આવ્યો હતો. એને સમયસર જો તળાવમાથી કાઢી લેવામા ન આવ્યો હોત તો સભવત એ ડૂબી મૂઓ હોત

"આ યુવાનોએ કશું કર્યું નહોતું હુમલો થયો ત્યાર પહેલાં પૂર્વ બંગાળની સરકારને મન, જે વાધાભર્યો પોકાર હતો, એ વદેમાતરમ્‌નો પણ એમણે પોકાર કર્યો નહોતો હુમલો થયો ત્યાર પછી જ એમણે જોરશોરથી વદેમાતરમ્‌ના પોકારો કર્યા, અને વાતાવરણ એના પડઘાથી ભરાઈ ગયું આનાથી વધારે જગલી અને અકારણ હુમલાની કલ્પના કરવી મુશ્કેલ છે

"આ બધું ચાલતું હતું, ત્યારે અમે પોલીસની નાપાક પ્રવૃત્તિઓથી અજ્ઞાત હોવાના સુખમાં આગળ કૂચ કરી રહ્યા હતા! કલકત્તાના એક પ્રતિનિધિ શ્રી લાલમોહન ઘોષાલ આગળ હાથ લબાવેલા ને દોડતા અમારી તરફ આવ્યા ને બોલ્યા, "તમે શુ કરો છો? આગળ કેમ વધો છો? તમારા પ્રતિનિધિ બધુઓનો તો પોલીસ પાછળ કૂટો કાઢી રહી છે!" બાબુ મોતીલાલ ઘોષ તથા બીજા એક બે જણ સાથે હુ એકદમ પાછો ફર્યો હુ પાછો જતો હતો એવામા સુપરિન્ટેન્ડેન્ટ ઑફ પોલીસ મિ કૅમ્પ મળ્યા એમને મેં કહ્યું, 'અમારા માણસોને શું કામ મારો છો? એમણે કાઈ કર્યું હોય તો

શિક્ષા કરવા જેવો માણસ તો હુ છુ જવાબદાર હું છુ તમને અમે તો મને પકડો'

'સાહેબ, તમે મારા કેદી છો!' તરત સુપરિન્ટેન્ડેન્ટે કહ્યુ.

'મને પણ પકડો!' બાબુ મોતીલાલ ઘોષ આ તબક્કે આગળ આવીને બોલ્યા

'મને મળેલી સૂચનાઓ ફક્ત મિ બૅનરજીને જ ગિરફતાર કરવાની છે' મિ કૅમ્પ બોલ્યા

હવે હું પોલીસને કબજે પડેલો કેદી હતો શ્રી ભૂપેન્દ્રનાથ બસુ જે પાસે ઊભેલા હતા તેમની તરફ ફરીને મે કહ્યુ, 'તમે મારા વિના જ પરિષદનું કામ આગળ ધપાવો તો સારુ એને અટકવા કે મુલતવી રહેવા દેશો નહીં'"

## ૧૫
## અરાજકતાનો જન્મ

પછી શ્રી સુરેન્દ્રનાથને મિ કૅમ્પ એક મૅજિસ્ટ્રેટને બંગલે લઈ ગયા. વસ્તુત શ્રી સુરેન્દ્રનાથના મિત્રોએ ગાડી ભાડે કરી અને એમા મિ કૅમ્પ, એમના કેદી, શ્રી સુરેન્દ્રનાથ, શ્રી બિહારીલાલ રૉય, અને અશ્વિનીકુમાર દત્ત બેઠા પં કાલિપ્રસન્ન કાવ્યવિશારદ માટે ગાડીમાં જગા થઈ શકે એમ નહોતું. એટલે એ ગાડીની પાછળ સઈસની જગાએ ઊભા રહ્યા મૅજિસ્ટ્રેટ મિ. એમર્સનના વરડામાં એકાદ મિનિટ ઊભા રહ્યા બાદ એમના ખડમાં પેસવાની રજા મળી પણ કાવ્યવિશારદે ઊમરો ઓળગ્યો કે તરત મિ એમર્સન બરાડી ઊઠ્યા, 'બહાર જાઓ!' કાવ્યવિશારદ કાલિઘાટના લલધરો પૈકીના પૂજારી કુટુબના બ્રાહ્મણ હતા. એ પોતાના બ્રાહ્મણ વેશમા, એટલે કે ખમીસ પહેર્યા વિના ફક્ત સાદી પોતડી અને ચાદરભેર અને ઉપવીત દેખાય એવા ઉઘાડા શરીરે જ સ્વદેશી સભાઓમાં હાજર રહેતા એમનો વિચાર પોતાના

ગુરુપદ અને બ્રાહ્મણપદનો સભાઓને પૂરો લાભ આપવાનો હતો પણ આ અંગ્રેજી અમલદારને એ વેશ અસભ્ય લાગ્યો, એટલે પોતાના હોદ્દાનું ભાન ભૂલીને જરા અસભ્ય રીતે એ ઉપર પ્રમાણે બરાડી ઊઠ્યા કાવ્યવિશારદ તરત એ હુકમને તાબે થયા અને બહાર ગયા, પણ બારણા પાસે જ ઊભા રહ્યા. જેથી ખંડમાં શુ થાય છે એ જોઈ શકાય શ્રી અશ્વિનીકુમાર અને બિહારીલાલ કેદી બનેલા શ્રી સુરેન્દ્રનાથ જોડે એ ખંડમા પેઠા, ને ત્યા મળી એ ખુરશીમાં બેસી ગયા પણ જ્યારે શ્રી સુરેન્દ્રનાથે એક જૂની ને ભાગેલી નેતરની ખુરશી પર બેસવાના ઇરાદાથી હાથ મૂક્યો ત્યારે મૅજિસ્ટ્રેટ ફરી બરાડી ઊઠ્યા, "તમે કેદી છો તમારે ખુરશીમાં બેસવાનુ ન હોય, ઊભા રહો!" બંગાળના ધારામંડળના સભ્ય, દૈનિક 'બંગાળી'ના તંત્રી, અને દેશમાં ચાલતી જબરદસ્ત હિલચાલના આ બેતાજ બાદશાહ આ તોછડાઈ કેમ સાખી લે? એમણે તરત કહ્યુ, "હુ તમારા ઘરમાં અપમાન સાખવા નથી આવ્યો હુ તમારા તરફથી વિવેક અને સભ્યતાભર્યા વર્તાવની આશા રાખુ છુ"

મૅજિસ્ટ્રેટ સાહેબ એક કેદી પાસેથી આવુ સાભળવા તૈયાર નહોતા એ ગુસ્સે થયા તરત એમણે કોર્ટના અપમાનના કાગળિયા કર્યાં, અને સુરેન્દ્રનાથને એ આરોપ સામે બચાવ કરવા કહ્યુ એમણે કહ્યુ, "હુ બિનગુનેગાર છું મારો બચાવ કરવા મારે વખત જોઈશે" આ બધુ ચાલતું હતું ત્યારે મૅજિસ્ટ્રેટ પાસે એક બીજા અંગ્રેજ ગૃહસ્થ બેઠા હતા એ નોઆખલીના મૅજિસ્ટ્રેટ હતા એ બોલ્યા, "સુરેન્દ્રનાથ, માફી માગીને પતાવો દોને!" પણ સુરેન્દ્રનાથ એમ નમે? એમણે જવાબ આપ્યો, "મારે શેની માફી માગવાની છે? મારે દિલગીરી દર્શાવવી પડે એવુ મેં કાઈ પણ કર્યું હોય એવુ મને લાગતુ નથી"

મૅજિસ્ટ્રેટે કામ આગળ ચલાવ્યું આરોપ મૂકનાર પણ પોતે અને ન્યાયાધીશ પણ પોતે! કોર્ટનું અપમાન કરવા બદલ એમણે ૨૦૦ રૂપિયાનો દંડ કર્યો ત્યાર પછી એમણે પોલીસ કેસ હાથ પર લીધો મિ કૅમ્પ ફરિયાદી અને સાક્ષી બંને થયા, અને મૅજિસ્ટ્રેટે આ કેસમા પણ, લાઈનન્સ

વગર સરઘસ કાઢવા માટે અને વંદેમાતરમ્ પોકારવાના ગુના માટે, ૨૦૦ રૂપિયા દંડ કર્યો. આ કેસમાં પણ શ્રી સુરેન્દ્રનાથે તો પોતાને બિનગુનેગાર દર્શાવ્યા હતા, અને મિ. કેમ્પની ઊલટ તપાસ કરવા અને બચાવના સાક્ષીઓ રજૂ કરવા પ્રાર્થના કરી હતી; પણ તે સાંભળવાની મૅજિસ્ટ્રેટ સાહેબને જરૂર લાગી નહોતી! શ્રી સુરેન્દ્રનાથ કે એમના મિત્રો કોઈ ખિસ્સામાં પૈસા ઘાલીને સરઘસમાં નહોતા ગયા. પણ મિ. કેમ્પ શ્રી સુરેન્દ્રનાથ તરફ બહુમાનથી જ વર્ત્યા હતા. અને એમના મુકામ સુધી સાથે જઈને દંડ ઉઘરાવી આવ્યા હતા.

આમ છૂટા થનાંવેંત શ્રી સુરેન્દ્રનાથ પરિષદમાં પહોંચ્યા. પરિષદ ચાલતી હતી. મિત્રો સાથે શ્રી સુરેન્દ્રનાથને પ્રવેશ કરતા જોઈ આખું શ્રોતામંડળ ઊભું થઈ ગયું. ને બનતા બધા જોરથી વંદેમાતરમ્‌ના પોકારો કરી ઊઠ્યું. જ્યારે એ વ્યાસપીઠ પર પહોંચ્યા ને પોતાના સ્થાન પર બેઠા, ત્યારે જ આ પોકારો બંધ થયા અને કામ શરૂ થયું.'

પછી બાબુ મનોરંજન ગુહા એમના ઘાયલ પુત્ર શ્રી ચિત્તરંજન ગુહાને લઈને વ્યાસપીઠ પર આવ્યા, ને પોલીસ જુલમની આખી આપવીતી સવિસ્તર કહી સંભળાવી. પિતાપુત્રનું આ દૃશ્ય પાછળથી ચિત્રપટ પર આલેખવામાં આવ્યું હતું; ને ૧૯૦૬માં કલકત્તામાં ભરાયેલું પ્રદર્શન, જેનું ઉદ્‌ઘાટન લૉર્ડ મિન્ટોને હાથે થયું હતું, એમાં એ સૌથી આકર્ષક ચિત્ર હતું.

સાંજે પરિષદ બંધ રહી પ્રતિનિધિઓ બારિસાલના રસ્તા પર વંદેમાતરમ્ પોકારના પોકારતા પોતપોતાના નિવાસસ્થાને ગયા. પણ પોલીસ એ દહાડે તો ફરી વચ્ચે ન જ પડી. એમને લાગ્યું હશે કે કર્યું એટલું આજ માટે પૂરતું છે

બીજે દિવસે પરિષદ મળી અને કામે વળગી, ત્યારે મિ. કેમ્પ મંડપમાં પધાર્યા; અને વ્યાસપીઠ પર જઈ પ્રમુખ સાહેબ જનાબ રસૂલને ફરમાવ્યું કે, પરિષદ પૂરી થયા પછી પ્રતિનિધિઓ રસ્તા પર વંદેમાતરમ્ નહીં પોકારે, એવી ખાતરી જો તમે નહીં આપી શકો તો આ પરિષદને મારે વિખેરી નાખવી પડશે. પ્રતિનિધિઓને પૂછી જોયા પછી પ્રમુખે કહ્યું કે હું

એવી કોઈ ખાતરી આપી શકુ એમ નથી એટલે તરત મિ કેમ્પે ૧૪૪મી કલમ મુજબનો મેજિસ્ટ્રેટનો એક હુકમ કાઢ્યો, વાંચી સભળાવ્યો, અને તદનુસાર વીખરાઈ જવાનું ફરમાન કર્યું પરિષદ પર ગુસ્સાનું મોજું ફરી વળ્યું પ્રતિનિધિઓ એ જોહુકમીભર્યો હુકમ માનવા જેવી મન સ્થિતિમાં નહોતા, પણ આગેવાનો સમજાવટ અને વિનવણીથી છેવટે બધાને હુકમને તાબે થઈને શાતપણે વિખરાઈ જવાનુ સમજાવી શકયા

પરિષદ વીખરાઈ ગઈ પ્રતિનિધિઓ બહાર નીકળી ગયા, પણ આખે રસ્તે ટુકડીબંધ કૂચ કરતા ને વદેમાતરમ્ પોકારતા પોકારતા જ!

બીજે દિવસે શ્રી સુરેન્દ્રનાથને બારિસાલથી કેટલાક માઈલને અંતરે આવેલા રહેમતપુર નામના ગામડામા પધારવા આમત્રણ મળ્યુ ત્યાંના લોકો સ્વદેશીના જોશમાં ભૂલી ગયા કે આ તો ઇંગ્લંડ જઈ આવેલો પેલો 'ધર્મભ્રષ્ટ બ્રાહ્મણ છે!' નાતજાતના વાધા ભૂલી જઈને બધાએ ભેગા બેસીને નાસ્તો કર્યો, અને પછી ભરાયેલી સભામાં એમણે ભાષણ કર્યું

પોલીસ લાઠી સાથે જ્યારે ત્યાં જઈ પહોંચી ત્યારે અફસોસ! સભા ક્યારની પૂરી થઈ ગઈ હતી! બારિસાલથી આ પોલીસ ટુકડી નીકળી, એટલે બારિસાલમા તો કઈ કઈ વાતો ઊડી હતી શ્રી સુરેન્દ્રનાથના સગા બિહારીલાલ આથી ગભરાયા હતા, અને શ્રી સુરેન્દ્રનાથને લાઠીથી પાડ્યા, કે પકડ્યા, કે શુ ક્ર્યું એની ખબર કાઢવા રહેમતપુર સામા ગયા હતા પણ પોલીસ મોડી પડી એટલે કઈ જ કરી શકી નથી એ જાણી સૌની સાથે સાજે બારિસાલ પાછા આવ્યા હતા

બારિસાલ એક દિવસ આરામ કર્યા પછી શ્રી સુરેન્દ્રનાથ કલકત્તા પાછા આવ્યા આખે રસ્તે દરેક સ્ટેશન પર લોકોના ટોળેટોળાં એમના દર્શન કરવા અને ચરણરજ લેવા એકઠા થયા હતા ૨૪ કલાકની એ મુસાફરીમાં, પરિણામે, એમણે આખ સરખી મીંચી નહોતી ને અવાજ બોલી બોલીને ખોખરો થઈ ગયો હતો છતાં પોહ ફાટતા જ્યારે એ કલકત્તાના સિયાલદાહ સ્ટેશને પહોચ્યા, ત્યારે ત્યા પણ લોકોનુ એક મોટુ ટોળુ એમને આવકાર આપવા તૈયાર જ ઊભુ હતુ પરિપત્ર–વિરોધી મડળના વિદ્યાર્થીનેતાઓ

પણ સાથે જ હતા લોકો બધાને કૉલેજ સ્ક્વૅરમા લઈ ગયા, ને ત્યાં એમને ભાષણ કરવું પડ્યું વગર લાઉડસ્પીકરે લાઉડસ્પીકર જેવુ કઠબ્રઙ ધરાવતા હોવાથી સાભળવામાં ખોખરાપણાનો કોઈને કશો વાંધો નહોતો આવ્યો

બારિસાલ પરિષદના સમાચાર સાંભળી બંગાળાના કેળવાયેલા પુરુષો ક્રોધથી રાતા થઈ ગયા હતા એટલું જ નહીં બંગાળની બહાર પણ શિક્ષિતો આ જુલમકથાથી ચોંકી ઊઠયા હતા મદ્રાસમાં દશ હજાર માણસોની વિરોધ સભા મળી હતી, અને એણે 'બ્રિટિશ પ્રજાજનોના સ્વાતંત્ર્યના આ ઉઘાડ ઉલ્લઘન માટે, અને બંધારણપૂર્વકની સરકારના સિદ્ધાંતો આમા ઊંધા વાળવા માટે' વિરોધ દાખવતો ઠરાવ કર્યો હતો અને હિંદી વઝીરનું ધ્યાન ખેંચવા તાર પણ કર્યો હતો પણ વિરોધવટોળનુ ખરુ કેન્દ્ર તો કલકત્તા બન્યું હતું કૉલેજ સ્ક્વૅરમા લગભગ રોજ સભા થતી શ્રી સુરેન્દ્રનાથ લખે છે

"બારિસાલની પોલીસની કામગીરીના અહેવાલો જગલની આગ ની જેમ ફેલાઈ ગયા, અને લોકલાગણીનાં ઊંડાણો ખળભળી ઊઠયા જાહેર હિલચાલોની જેમને કાંઈ જ પડી નહોતી એવાઓએ પણ સ્વદેશીનાં વ્રત લીધા, ને જીવનમા ઉતાર્યાં પોતપોતાના ગ્રંથોમાં દટાઈ રહેતા ત્યાગીઓ પોતાના એકાંતવાસમાથી બહાર આવ્યા, અને બંગભગવિરોધી અને સ્વદેશીના દેખાવોમા આતુરતાપૂર્વક સામેલ થયા. ૧૬મી ઑક્ટોબર, જાહેર ઉપવાસ રાખી બંગભગદિન ઊજવેલો, ત્યાર જેટલી મોટી સભા ભરાયેલી એનાથી જ બીજે નંબરે આવે એવી એક જગી સભા રાય પશુપતિનાથ બોઝના ઘર આગળના ખુલ્લા મદાનમા ભરાઈ ગૂંગળાઈ જવાય એવી ગિરદી હતી. બંગાળાના રાજકીય આગેવાનોમાં સૌથી મિતવાદી ગણાય એવા રાય નરેન્દ્રનાથ સેનને પ્રમુખપદ અપાયુ એમણે બારિસાલના પ્રસંગોનું વર્ણન કર્યું અને કહ્યુ કે બ્રિટિશ હિંદના ઇતિહાસમાં એનો ભાગ્યે જ કોઈ જોટો છે છાપા અને સભાઓ એ લૌકિક અસતોષના 'સેફ્ટી વાલ્વ *' છે જ્યારે જ્યાર એને દાબી દેવાના પ્રયત્ન કરાય છે

* વધારે પડતી વરાળ આપોઆપ નીકળી જાય એવી સલામતીની કળ.

ત્યારે ત્યારે અંધાધૂંધી ને અરાજકતા જ આવીને ઊભી રહે છે"

છેવટે આ શબ્દો પેગંબરી નીવડયા બંગાળામાં અરાજક હિલચાલ ઊભી થઈ બારિસાલના પ્રસંગ પછી થોડા મહિના બાદ એક દિવસ બે જુવાનિયા શ્રી સુરેન્દ્રનાથના બરાકપુરના નિવાસસ્થાને પહોંચ્યા; ને શ્રી સુરેન્દ્રનાથની ખાનગી મુલાકાત માગી સુરેન્દ્રનાથ એવા ખંડમાં પેઠા અને પોતાની જગાએ બેઠા, એટલે પેલા બોલ્યા, "અત્યંત નાજુક અને વિકટ મામલા વિષે અમારે વાત કરવાની છે, બારણા બંધ કરી દઈએ?" સુરેન્દ્રનાથે બારણાં બધ કરવા દીધા પછી એમાંનો એક દાક્તરી લાઈનનો વિદ્યાર્થી હતો એ બોલ્યો, "અમે એક પરમ અગત્યના મામલામા આપની સલાહ લેવા આવ્યા છીએ સર બૅમ્ફિલ્ડ ફૂલરને ગોળીએ દેવાની અમે યોજના કરી છે . . . તમે એ વિષે શું કહો છો?"

શ્રી સુરેન્દ્રનાથની આવા પ્રશ્ન માટે કોઈ તૈયારી નહોતી અને દરખાસ્ત એટલી અસામાન્ય હતી કે એ જરા ચોકી ઊઠયા એટલે થોડુ રહીને એ બોલ્યા, "સર બૅમ્ફિલ્ડને ગોળીએ દઈને તમારે શું કરવુ છે? એનો શો વાક છે?"

"બનરીપરા ખાતે મૂકેલા એના ગુરખાઓ અમારાં બૈરાંની આબરૂ લે છે અમારે એનુ વેર લેવું છે" સ્પષ્ટ લાગણીઓના જોશમા એ જુવાન બોલ્યો

"તમે પકડાયા વિના રહેવાના નથી તમને ફાંસી થશે"

"અમે અમારુ નસીબ અજમાવીશુ અને જરૂર પડશે તો અમારા બૈરાની આબરૂ ખાતર સહન કરીશુ" એઓ બોલ્યા

સુરેન્દ્રનાથની સ્થિતિ વિકટ હતી શુ કહેવુ? છેવટે એમને યાદ આવ્યુ કે એ લેફ્ટેનન્ટ ગવર્નરે રાજીનામુ આપી દીધુ છે એવી અફવા ઊડી છે એટલે એ બોલ્યા

"તમને ખબર છે કે સર બૅમ્ફિલ્ડે રાજીનામું આપ્યું છે? આવા મરેલા માણસને મારવાનો શો અર્થ છે? ઊલટુ તમારા પ્રયત્નથી તો જાહેર

હિત જોખમમા આવી પડવાનું આપણે બધા એ લેફટેનન્ટ ગવર્નરના પ્રેરી જાય એવું ઇચ્છીએ છીએ તમારો પ્રયત્ન જો નિષ્ફળ ગયો, અને એ સફળ જ થશે એટલી બધી ખાતરી તો તમે ન જ રાખી શકો તો એનું રાજીનામું પાછું જ ખેંચાવાનું અને આપણે માથે એ ચાલુ રહેવાનો. તમારા દેશની આવી અસેવા થાય એ તમે ઇચ્છો છો?"

આ છેલ્લી વાત રામબાણ જેવી નીવડી પેલાઓએ ખૂનનો વિચાર માંડી વાળ્યો સુરેન્દ્રનાથે ઉક્ત વિચાર છોડી દીધાની ખાતરી માગી ને એમણે એમના બ્રાહ્મણ ચરણો પકડીને એ આપી પણ એક મુશ્કેલી આવી. એમણે કહ્યુ, "ખૂન બંધ રાખવું હોય તો એમણે તરત એ નિયત સ્થળે રાતની ગાડીમાં પહોંચી જવું જોઈએ, અને વ્યવસ્થા રદ કરવી જોઈએ પણ અમારી પાસે પૈસા નથી " શ્રી સુરેન્દ્રનાથે તરત પૈસા આપ્યા ને એઓ ચાલ્યા ગયા ખૂન ન થયુ ને સુરેન્દ્રનાથના પૈસા ટપાલમાર્ગે એમને પાછા મળ્યા.

પણ સરકાર, દમનનાં પગલા ભરતા પહેલાં, શ્રી સુરેન્દ્રનાથની કાંઈ સલાહ નહોતી લેતી, એમ બધા ક્રાંતિકારી જુવાનો પણ એમની સલાહ લેવા ના જ આવ્યા સરકારના દમનનાં ચક્રો ચાલુ રહ્યાં એમ એના જ પડઘા-રૂપ જે અરાજક જન્મ્યું, એ પણ ચાલુ જ રહ્યુ અને બંગાળામા બૉબ બન્યા, પિસ્તોલો મેળવાવા લાગી, અને અત્યાચારી અમલદારો સામે જુવાનોએ મોરચા માંડયા

## ૧૬

# પાકા બંધારણવાદી

બંગાળામાં ક્રાંતિકારીઓની આ અનુશીલન-સમિતિઓ સ્થપાઈ અને એ દ્વારા જુવાનિયાઓએ સરકારનાં હિંસાત્મક પગલાંનો હિંસાથી, ને સરકારની વેરવૃત્તિનો વેરથી, જવાબ આપવા માંડયો. ગયા પ્રકરણને અંતે વર્ણવેલ ખૂનના પ્રયત્ન પછી થોડા જ વખતમાં સર ઍન્ડ્રૂ ફ્રેઝરની ટ્રેનને મિદનાપુર પાસે નરસિંગગઢ આગળ ઉડાડી દેવાનો પ્રયત્ન થયો. બંગાળના લેફ્ટેનન્ટ ગવર્નર તરીકે સર ફ્રેઝર વિષે લોકોમાં એવી માન્યતા હતી કે એ બંગભંગના એક ઘડવૈયા અને કરવૈયા હતા, એટલે અરાજકવાદીઓએ પોતાનો ક્રોધ એમના પર ઠાલવવાનું ઠરાવ્યું હતું. લગભગ આ જ દિવસે, ને લગભગ એ જ સમયે, મિદનાપુરની જિલ્લા પરિષદને ઉદ્દામવાદી જુવાનોએ તોડી નાખવાનો પ્રયત્ન કર્યો હતો. મિ. કે. બી. દત્તા એ પરિષદના પ્રમુખ હતા. અને એ મિદનાપુર જિલ્લાના સ્વીકૃત નેતા હતા. છતા એમના ભાષણમાં જુવાનિયાઓએ દખલ કરવા માંડી હતી. શ્રી સુરેન્દ્રનાથ જે એ પરિષદમાં મહેમાન તરીકે ગયા હતા, એમની મદદ મગાઈ હતી, અને એમણે અને પ્રમુખે શ્રોતાઓના સહકારથી શાંતિ સ્થાપી હતી અને પરિષદનું કામ આગળ ચાલ્યું હતું. પરંતુ આ બનાવ આંખ ઉઘાડનારો હતો. એક મહિના પછી ૧૯૦૭ની સુરતની મહાસભામાં સુરેન્દ્રનાથને ઉદ્દામોના આ નવા જુસ્સાનો અને વિરોધની નીતિનો વધારે કડવો અને પૂરો અનુભવ થયો. સુરત મહાસભામાં ખુરશીઓ ઊછળી અને જોડા ઊડયા. ને શ્રી રાસબિહારી ઘોષને પ્રમુખપદે ચૂંટવાની દરખાસ્ત કરતા શ્રી સુરેન્દ્રનાથને સભા છોડી ચાલ્યા જવું પડ્યું. જે સુરેન્દ્રનાથ ભાષણ આપવા વ્યાખ્યાનપીઠ પર ડગલાં માંડે કે તરત ટાંકણી પડે તો સંભળાય એટલી નીરવ શાંતિ થઈ જતી, એને આવો કડવો અનુભવ થયો એનું કારણ હતું. જ્યારે જુવાનોનું માનસ અને કેટલાક દેશસેવકોનું માનસ બંગાળાની બૉંબપ્રવૃત્તિ અને ઝનૂની ઝુંબેશ તરફ

સહાનુભૂતિથી ઊભરાતું હતું, અને એમાં પરદેશી સરકારની સામે થવાની નવી રીતોની શોધ થયેલી જોતું હતું, ત્યારે શ્રી સુરેન્દ્રનાથ એમાં શક્તિનો અતિક્રમ જોતા હતા. શ્રી સુરેન્દ્રનાથ એમના જમાનાના ઘણાખરા પીઢ દેશનેતાઓની જેમ ચુસ્ત બંધારણવાદી હતા. સુરતની મહાસભા એ મહાસભામાં પ્રવેશતા નવા જુસ્સાનો સંધિકાળ હતો. આ નવા જુસ્સાની ડખલ દૂર કરવા નેતાઓને પોલીસ બોલાવવી પડી. અને એણે મંડપ ખાલી કરાવ્યો. અપમાનિત બંગાળી પ્રતિનિધિઓએ કલાકેક એકત્ર થઈને શ્રી સુરેન્દ્રનાથને પોતાના નેતા ચૂંટી કાઢ્યા; અને પછી બીજા પ્રાંતોના પ્રતિનિધિઓ સાથે એક સંયુક્ત સભા થઈ. એમાં સામ્રાજ્યમાં રહીને સ્વરાજ્ય મેળવવું એ કૉંગ્રેસનું ધ્યેય છે એમ ઠરાવાયું. એ ધ્યેય પર સહી કર્યા વિના ત્યારથી કોઈ મહાસભાનો સભ્ય થઈ ન શકે એમ પણ ઠર્યું. આથી જેઓને સામ્રાજ્યની બહુ પડી નહોતી, સ્વરાજ્યની જ પડી હતી, એઓ મહાસભામાંથી કાયદાથી બહિષ્કૃત થઈ ગયા. ને મવાળો ને જહાલો એવા બે સ્પષ્ટ પક્ષ પડી ગયા.

પોતાનાં સંસ્મરણોમાં શ્રી સુરેન્દ્રનાથ સ્પષ્ટ લખે છે કે,

"આપણી લડત ન્યાયી હોય, એની પાછળ લોકમતનો સબળ ટેકો હોય, અને એ એવી હોય કે આપણા ગજા કરતાં વધારે એવાં દમનનાં પરિણામોમાં ન પરિણમે, અને આપણા ઊગતા લોકજુસ્સાને પાછો ના પાડે, તો સરકાર સાથેની અથડામણોથી હું નથી બીતો; અને કદી નથી બીન્યો. બંગાળામાં અરાજક હિલચાલ શરૂ થયા પછી જે દમનનાં પગલાં લેવાયાં, એની આપણા જાહેરજીવનની અભિવૃદ્ધિ પર વિનાશક અસર થઈ. કારણ, દમનનો પંજો આપણે સહી શકીએ એના કરતાં વધારે ભારે હતો. પોલીસની સર્વવ્યાપક લાગવગ, જેના કબજામાં આપણા જાહેરપુરુષોને મૂકવામાં આવ્યા, તે તથા આપણા જુવાનિયાઓને કરાયેલી લાંબી લાંબી જેલની સજાઓ તથા સમિતિઓનો નાશ, એ બધાની અસર આપણા હજી ખીલતા ગણાય એવા જાહેરજીવનના વિકાસ પર વિનાશક થઈ."

આ ઊંડા વિચારથી શ્રી સુરેન્દ્રનાથ પાકા બંધારણવાદી જ રહ્યા અને આ વિકટ દિવસોમા પણ, બંગભંગવિરોધને કટ્ટરપણે વળગી રહેવા છતાં, અનુશીલન–સમિતિઓથી એ એવા અલગ રહ્યા કે આ દમનના સપાટાના દિવસોમા પણ સરકારે એમના પર હાથ ન નાખ્યો આનું એક બીજુ કારણ એ પણ હતું કે, બંગાળાના નવા લેફ્ટેનન્ટ ગવર્નર સર એડવર્ડ બેકર જોડે શ્રી સુરેન્દ્રનાથને ઘણો મીઠો સંબંધ હતો નહીં તો એ જમાનામાં જ્યારે સૂકા ભેગુ લીલું બાળી દેવાયેલું, ત્યારે એ બીજાઓ જોડે સહેજે દેશનિકાલ-ની સજાના ભોગ થઈ પડત એવી અફવાઓ પણ ઘણી વાર ઊડેલી, પરતુ આ આખી લડત દરમ્યાન દમનથી એ પોતે તો અસ્પૃષ્ટ જ રહ્યા

ઈ સ ૧૯૦૯ની શરૂઆતમા એમને જૂનમા લંડનમાં મળનાર ઈમ્પિરિયલ પ્રેસ કૉન્ફરન્સમા હાજર રહેવાનું આમંત્રણ મળ્યુ આગ્લ-હિંદીઓ બાદ કરો, તો આ પરિષદમા હિંદી તો શ્રી સુરેન્દ્રનાથ એકલા જ હતા આમત્રણ 'ટાઈમ્સ ઑફ ઈન્ડિયા'ના તત્કાલીન સંપાદક મિ લોવેટ ફ્રેઝરે આપ્યું હતું આ જ અરસામા એમની રિપન કૉલેજની પુનર્ઘટના થતી હતી એની લૉ કૉલેજ નવા કાયદા પ્રમાણે બંધ થતી બચી ગઈ હતી એમ છતા, આ આમત્રણ સ્વીકારતા પહેલાં, આ કામમાં એમને મદદગાર એવા લેફ્ટેનન્ટ ગવર્નર સર એડવર્ડ બેકરને તથા યુનિવર્સિટીના કુલનાયક સર આશુતોષ મુકરજીને એ મળ્યા હતા અને એમની પાસે રિપન કૉલેજને ઊની આંચ નહીં આવે, એવી ખાતરી મેળવ્યા પછી જ ઇંગ્લંડ જવા નીકળ્યા હતા

ત્રીજી જૂને એ લંડન પહોચ્યા ૭મી જૂને ઉક્ત છાપાવાળાની પરિ-ષદની પહેલી બેઠક મળી અહીં આપણે એટલું યાદ કરી લેવુ જોઈએ કે શ્રી સુરેન્દ્રનાથ દૈનિક અગ્રેજી વર્તમાનપત્ર 'બંગાળી'ના સંપાદક હતા રૂટરના તાર હિંદી છાપાઓ પૈકી પ્રથમ 'બંગાળી'એ લેવા માંડ્યા હતા ને એને લીધે 'બગાળી'ની ગણના, એક આગળ પડતા ને પ્રગતિશીલ છાપા તરીકે, ઘણી સારી થતી હતી આ પરિષદમા એમને જે આમંત્રણ અપાયુ

થનું એ એક આગળ પડતા હિંદી પત્રકાર તરીકે જ. આથી પરિષદને બીજે દિવસે લૉર્ડ ક્રોમરે લગભગ એમનું નામ લઈને પડકાર કર્યો કે બોલો, હિંદી છાપાંઓના અમુક વિભાગનાં બેજવાબદાર વક્તવ્યોથી જ બંગાળામાં અરાજક પુષ્ટ થયું છે કે નહીં? ત્યારે એમને લાગ્યું કે "મારે જવાબ આપવો જ જોઈએ. આવે વખતે મૌન સેવવું એ આક્ષેપનો સ્વીકાર કરવા બરાબર જ છે." આથી એમણે નીચેનું ટૂંકું ભાષણ કર્યું.

"પરિષદ સામે જે વિચારણાઓ પડેલી છે એની સાથે કેટલેક અંશે અસંગત ગણાય એવી કોઈ પણ વાતો લઈને વચ્ચે પડતાં મને ખેદ થાય છે પણ લૉર્ડ ક્રોમરે અમને આમંત્રણ આપ્યું છે—હું એને પડકાર નહીં કહું—કે હિંદી છાપાંઓના અમુક વિભાગનાં બેજવાબદાર વક્તવ્યોને વાંકે જ બંગાળામાં હમણાં હમણાં વિકસતા અરાજકના બનાવો બનવા પામ્યા છે કે નહીં, તે વિષે અમારે અમારો અભિપ્રાય દર્શાવવો. આ પ્રશ્નનો મારો જવાબ સંપૂર્ણ, ચોખ્ખી અને ભારપૂર્વકની 'ના' છે. (સાંભળો, સાંભળો! એક અવાજ: શાબાશ). હિંદી છાપાંઓમાં જે કાંઈ કહેવાયું છે એ બધાનો બચાવ કરવા હું અહીં નથી ઊભો. શહેનશાહતના બીજા ભાગોમાંથી અત્રે આવેલા મારા પત્રકારબંધુઓને હું પૂછું છું કે મહાન જાહેર અગત્યના પ્રશ્નો વિષે તમારી કટારોમાં જે જે છપાયું છે એ બધાનો બચાવ કરવા તમે તૈયાર છો? કોઈ તૈયાર ન હોય. આપણી ભૂલો થઈ જાય છે કેટલીક વાર ઘણી ગંભીર ભૂલો પણ થઈ જાય. એથી કરીને તરત જ હું એમ કહું છું કે જે બેજવાબદાર વક્તવ્યોને—કમનસીબે અવારનવાર—કેટલાંક હિંદી છાપાંઓમાં સ્થાન મળેલું છે, એનો હું બચાવ કરવાનો નથી. પણ એ યાદ રાખવું જોઈએ કે એ છાપાંઓની સંખ્યા એકંદર ઘણી જ નાની છે. (સાંભળો, સાંભળો), એમનો ફેલાવો મર્યાદિત છે, અને લોકમત પરનો એમનો કાબૂ નિર્બળ છે મારા વલણ વિષે કાંઈ પણ ગેરસમજૂતી ન રહેવી જોઈએ. બંગાળમાં કમનસીબે જે અરાજક બનાવો બની ગયા છે, એ બરાબર છે એમ કહેવા હું

અહીં નથી ઊભો થયો. આ અરાજકના બનાવોથી અમે બધા ખેદ પામ્યા છીએ, એવું હું જ્યારે કહું છું ત્યારે હું બંગાળાના, બલ્કે આખા હિંદના, ઉચ્ચતર માનસનું વક્તવ્ય રજૂ કરું છું (તાળીઓ). મારા હિંદી સાથીઓએ અને મેં પોતે અમારી કટારોમાં અમે મૂકી શકીએ, એટલો ભાર મૂકીને એમને વખોડી કાઢયા છે. અભ્યંતરમાં વસેલાં જે રૂઢ ધાર્મિક મંતવ્યોથી અમારા લોકોનાં દૈનિક જીવન જાણ્યે-અજાણ્યે રંગાયેલાં છે એના એ બનાવો સંપૂર્ણ વિરોધી છે. અરાજક-વાદ, જો હું કોઈને માઠું લગાડયા વિના કહું તો, પૂર્વનો નથી; પણ પશ્ચિમનો છે! પશ્ચિમમાંથી ઉંચકી લાવીને વાવેલો એ ઝેરી છોડ છે. અને અમે આશા રાખીએ છીએ કે લૉર્ડ મોર્લીની સાંત્વનશીલ અને સુધારણાશીલ રાજનીતિના પરિણામે દેશમાંથી એ સત્વર અદૃશ્ય થશે. આ દુઃખદ બનાવો શાથી બનવા પામ્યા, એની ચર્ચા કરવાનું મને મન થઈ આવે છે; પણ મને યાદ આવે છે કે આ બિનરાજકીય પરિષદ છે. એથી મનને વાળી લઉં છું, અને પૂર્વમાં પળાતો સંયમ પાળું છું. (જોરશોર તાળીઓ). મુક્ત છાપાંને અમે બ્રિટિશ રાજ્યે આપેલી એક મોટામાં મોટી બક્ષિસ સમજીએ છીએ. એ અમને માત્ર રાજકીય હેતુઓ માટે જ નથી આપવામાં આવેલી, પણ જ્ઞાનનો અને ઉપયોગી માહિતીઓનો ફેલાવો કરવા અપાયેલી હતી. હિંદી છાપાંઓના મહાન મુક્તિદાતાનાં આશા, હેતુ અને અભિલાષા કોઈ પણ હિસાબે એ જ હતાં. હિંદી છાપાંની મુક્તિના સંબંધમાં જે ડેપ્યુટેશન લૉર્ડ મૅટ્કાફ સમક્ષ ગયું હતું એને જવાબ આપતાં એમણે કહ્યું હતું કે, 'અમે અહીં હિંદમાં માત્ર વ્યવસ્થા સાચવવા, કર-વેરા ઉઘરાવવા અને જે ખોટ આવે તે પૂરી કરવા નથી આવ્યા. અમે અહીં ઉચ્ચતર અને ઉદાત્તતર હેતુ માટે છીએ; પશ્ચિમનાં જ્ઞાન, સંસ્કૃતિ અને સુધારણા પૂર્વમાં રેડવા માટે છીએ.' મારા દેશજનો તરફથી હું દાવો કરું છું કે આ બક્ષિસનો અમે સરકારના હિતાર્થે અને લોકોના લાભાર્થે ઉપયોગ કર્યો છે. અને હું પ્રાર્થના કરું છું

કે ઈંગ્લંડ અને હિંદ બંનેની પરસ્પર પ્રતિષ્ઠા ખાતર એ ઘણું જીવો! (તાળીઓ) "

કહેવાની જરૂર નથી કે આની પરિષદ પર ઘણી સારી અસર થઈ હતી અને લૉર્ડ ક્રોમર તો ઠંડા જ થઈ ગયા હતા.

આ મુલાકાત દરમ્યાન, જે જે અંગ્રેજ રાજકારણી પુરૂષોને સુરેન્દ્રનાથ મળ્યા, એમની જોડે બંગભંગની વાત એમણે પ્રસંગ મળતાં કરી હતી, અને બધા એક જ અભિપ્રાય આપતા કે, 'મોર્લી કેમ એને રદ કરતા નથી?' અત્રે નોંધવું રસિક થઈ પડશે કે, મિ. વિન્સ્ટન ચર્ચિલ પણ એ જ મતના હતા અને બીજાઓની સાથે એમણે શ્રી સુરેન્દ્રનાથને વચન આપ્યું હતું કે હું લૉર્ડ મોર્લીને કહીશ.

૧૪મી જૂને લંડન પરિષદનું કામ પતાવીને સૌની સાથે શ્રી સુરેન્દ્રનાથ ઈંગ્લંડના મુખ્ય મુખ્ય સ્થળોએ ફરવા નીકળ્યા. આ મુસાફરીમાં જ્યારે તક મળી ત્યારે બંગભંગની બદી તરફ એમણે લોકમતનું ધ્યાન ખેંચ્યું હતું ને પોતાના મંતવ્યોનો પ્રચાર કર્યો હતો. પણ ત્યાર પછી જ્યારે એ પરિષદના પ્રતિનિધિઓ સ્કૉટલંડ જવા નીકળ્યા, ત્યારે શ્રી સુરેન્દ્રનાથ એમાં સામેલ ન થતાં પરિષદમાંથી છૂટા થઈ લંડનમાં ખાસ જગા ભાડે રાખીને બંગભંગ ઇ. ના પ્રચારકાર્યમાં રોકાઈ ગયા. આ બધાં ભાષણો મદ્રાસની ગણેશ ઍન્ડ કો.એ એક નાનકડી પુસ્તિકા રૂપે પ્રગટ કરેલાં છે એની વાનગી આવતા પ્રકરણમાં.

## ૧૭

# ઇંગ્લંડમાં પ્રચાર

૨૪મી જૂને પાર્લમેન્ટના સભ્ય સર વિલિયમ વેડર્બર્ને શ્રી સુરેન્દ્રનાથને આવકાર આપવા એક પ્રસિદ્ધ હોટેલમાં નાસ્તાનો મેળાવડો ગોઠવ્યો હતો, અને એમાં હિંદમાં રસ લેનારા બીજાઓને પણ આમંત્રણ આપ્યાં હતાં. આ મેળાવડામાં અંગ્રેજી રિવાજ પ્રમાણે શ્રી સુરેન્દ્રનાથે સર વિલિયમના આવકારના ભાષણના જવાબમાં જે ભાષણ આપ્યું હતું, તેમાં એમના વિચારો સારામાં સારી રીતે મુકાયેલા છે. એટલે એમના પ્રચાર-વક્તૃત્વના નમૂના તરીકે, તેમ જ તેમના વિચારોની સમગ્ર રજૂઆત તરીકે, અત્રે એ ભાષણ આખું ઉતારવું યોગ્ય માન્યું છે.

આવકારના ઔપચારિક જવાબ પછી એમણે કહ્યું:

"હું આજે અહીં કેળવણીકાર તરીકે નથી, પત્રકાર તરીકે પણ નથી, પરંતુ જાહેર ચળવળિયા તરીકે છું. (તાળીઓ). જાહેર ચળવળિયાના ઇલકાબ માટે હું મગરૂર છું. જાહેર ચળવળિયાનો એક અર્થ ઝઘડા ઊભા કરનારો થાય છે. હું એ પ્રકારનો ચળવળિયો નથી. હું તો જેનું આખું ધ્યેય સુલેહ કરાવાનું છે એ અર્થનો ચળવળિયો છું. (સાંભળો, સાંભળો!) તમે, સાહેબ, ઉમેર્યું છે કે હું સુલેહના મતનો છું. હું હંમેશા સુલેહના મતનો રહેતો આવ્યો છું. એક પેઢીના જીવનના ગાળા જેટલો સમય થયાં મારી નમ્ર રીતે, મારી સમજ પ્રમાણે, અને મારી તક પ્રમાણે, મેં મારા રાજાની અને મારા દેશની સેવા કરવાનો પ્રયત્ન કર્યો છે. મારા જાહેર શ્રમનો મુખ્ય હેતુ જ શાંતિની—સરકાર અને લોકો વચ્ચે, હિંદુ અને મુસલમાનો વચ્ચે, અને હરીફ જાતિઓ વચ્ચે, તથા હરીફ ધર્મો વચ્ચે શાંતિની સ્થાપનાનો છે. હું એ દ્વારા આપણા સમ્રાટના સામ્રાજ્યને, એમના હાથ તળે મુકાયેલી વિશાળ પ્રજાની શુભેચ્છા, સંતોષ અને પ્રેમપૂર્ણ આભારવૃત્તિના, વિશાળ પાયા પર મક્વા

માગું છું. (તાળીઓ). મને એક અંગત ઉલ્લેખ કરવાની રજા આપો, તો હું કહીશ કે હું લૉર્ડ મોર્લીની સુધારાની યોજનાને આવકાર આપનારાઓના પહેલા જૂથમાં હતો. એ સુધારાની યોજના માટે સરકારને અભિનંદન આપવા ગયેલા પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવનારા પુરુષોના એક મશહૂર ડેપ્યુટેશનમાં જોડાયેલો હતો. (સાંભળો). મારા કેળવાયેલા દેશજનો વતી બોલતાં હું કહીશ કે અમે સુધારાની એ યોજનાનો વિજય ઇચ્છીએ છીએ, આતુરતાપૂર્વક વિજય ઇચ્છીએ છીએ. કારણ અમે જાણીએ છીએ કે હિંદના ભાવિ સ્વરાજની આશાઓ એની જોડે સંકળાયેલી છે. (તાળીઓ). પણ સાથે સાથે સરકારે પોતે, અને મને કહેતાં ખેદ થાય છે કે લૉર્ડ મોર્લીએ પોતે, જે મુશ્કેલીઓ ઊભી કરેલી છે એ તરફ અમે આંખો મીંચી શકતા નથી.

"ભાગલાને અણસુધર્યા રહેવા દેવામા આવે, તો બંગાળામાં એ યોજનાને જે નિષ્ફળતા મળવાનું જોખમ — ગંભીર જોખમ ઝઝૂમી રહેલું છે એમ હું માનું છું, એ મારા દેશને તથા સરકારને ચીંધી બતાવવું એ મારી ફરજ છે એમ મને લાગે છે.

"મને વારેવારે એકની એક વાત કહેવાનો કંટાળો આવે છે. છતાં હું ફરી ફરીને એ કહેવા માગું છું કે, ભાગલા-વિરોધી ઝુંબેશ જ્યાંસુધી ભાગલા પાછા ન ખેંચાય, અથવા તો સુધરે નહીં ત્યાં સુધી ચાલુ જ રહેવી જોઈએ. (તાળીઓ). ભાગલા એ અમારું મુખ્ય દુ:ખ છે. અમારા વર્તમાન અજંપાનું એ મૂળ કારણ છે. જો કોઈ પણ માણસ — પછી એનો દરજ્જો ગમે એટલો ઊંચો કે ઉન્નત ભલેને હોય — મને એમ કહેવાનો હોય કે ભાગલાની સુધારણાની કોઈ આશા નથી તો હું એને જવાબમાં કહીશ કે બંગાળનું સાંત્વન કરવાની, અથવા તો સુધારાની યોજનાના અમલમાં લોકોના સહૃદય સહકારની કોઈ આશા નથી. (સાંભળો) લૉર્ડ મોર્લી પોતાના જમણા હાથમાં સુધારાની યોજનાની બક્ષિસ અને ડાબા હાથમાં ભાગલાની સુધારણાની બક્ષિસ ઝાલીને ઊભા રહેવાના હોય, અને બંગાળના લોકોને કહેવાના હોય કે 'બેમાંથી એક પસંદ કરો, બંને નહીં મળે', તો મારો દેશ અંતરના અનિવાર્ય ઉછાળાથી કહેશે કે અમારે અત્યારે ભાગલાની સુધારણા

જોઈએ, બંધારણીય સુધારા એનો વખત થશે ત્યારે આપોઆપ આવી રહેશે (તાળીઓ) આ દુ ખ કેવળ ભાવનાજન્ય છે એમ કહેવાય છે, એ હુ જાણુ છુ (સાભળો) એ ભલે એવું હોય! ભાવનાજન્ય દુ ખ તો એવુ દુ ખ છે કે જે લાગે છે! (સાંભળો), જો ઈંગ્લડના કોઈ ભાગને, કહો કે ઉત્તર પરગણાઓમાના કોઈ પરગણાને ઇંગ્લડથી વિખૂટુ પાડવામાં આવે, અને સ્કૉટલડમાં ભેળવી એનો એક જુદો વહીવટી વિસ્તાર કરવામા આવે, તો હુ માનું છુ કે અહીં પુણ્યપ્રકોપનુ એક એવુ વાવાઝોડુ ઊભુ થશે કે જે વાઇટહૉલમાં સ્થાપિત કરાયેલા કોઈ પણ પ્રધાનમડળને ઘસડીને ક્યાનુ ક્યાં ફેંકી દેશે (સાંભળો, સાંભળો) એક ઉચ્ચ — ઊંચામાં ઊંચા આગ્લહિંદી અમલદારે મને પેલે દહાડે કહ્યુ, 'મિ બૅનરજી, તમારા પ્રાતના કર્યા છે એવી રીતે જો મારા દેશના ભાગલા કરવામા આવ્યા હોય, તો મારી લાગણીઓ તમારી છે એવી, બરાબર એવી જ હોય વહીવટના નામને યોગ્ય એવો કોઈ વહીવટ ભાવનાજન્ય વિચારણાઓ તરફ આખમીંચામણા કરી શકે નહીં' પૂર્વની પ્રજાઓ પર રાજ્ય કરવામા આવી વિચારણાઓ તો ખાસ અગત્યની હોય છે કારણુ પૂર્વની પ્રજાઓના સ્વભાવ કલ્પનાશીલ હોય છે, એમનાં દિલ સહેજમા માઠુ લગાડી લે એવા હોય છે (સાભળો)

"આ વિષય પર સત્તાથી બોલી શકે એવા નિષ્ણાતમાં નિષ્ણાત આગ્લ હિંદીઓએ ભાગલાને વખોડી કાઢયા છે લિબરલ પાર્ટીના પૂજ્ય વડીલ લૉર્ડ રિપન (તાળીઓ), જેમનુ નામ પોતાના વાઈસરૉયપણા દરમિયાન એમણે લીધેલા ન્યાય, તર્ક અને ઉદારતાના પગલાએ કરીને હિંદના લોકોના આભાર ભર્યા સ્મરણમાં પ્રતિષ્ઠિત થયેલું છે, એમના કરતા વધારે આધારભૂત અવાજે બોલવાનો કોઈને અધિકાર છે? (મોટેથી તાળીઓ) હમણા થોડા જ વખત પર લૉર્ડ રિપને મિ સ્ટેડને જે મુલાકાત આપી એમા એમણે ભાગલાનો સંપૂર્ણ અસ્વીકાર કરલો છે હુ માનું છુ કે એમણે તો વળી વધારે સખત ભાષા વાપરી છે પોતાના અસ્વીકારના કારણ તરીકે એમણે કહ્યુ છે કે બ્રિટિશ સરકાર પ્રત્યેની વફાદારી માટે નામચીન એવી પ્રજામા એ પગલાએ વિસ્તૃત અસતોષ પેદા કર્યો છે લૉર્ડ મૅકડોનેલે એવું જાહેર કર્યું છે કે, બ્રિટિશ

શાસન દરમિયાન આનાથી મોટી ભૂલ બીજી કોઈ થઈ નથી. હુ માનું છું કે આ મુદ્દા પર આજના આંગ્લહિંદી વહીવટદારોના મનની વાત પૂછવામાં આવે, તો એઓ હૃદયપૂર્વક આ મતને ટેકો આપે છે એમ જણાશે (તાળીઓ) અને, જે નવાબવાળાઓએ આ યોજના ઉત્પન્ન કરી તેઓ પણ પોતાની આ સંતતિથી પૂરા શરમાતા જણાય છે કારણ ફક્ત ચેલે દિવસે જ એઓ પોતાની વહીવટી બુદ્ધિના આ બાળકની માલકીનો ઇન્કાર કરવાની એકબીજા જોડે હરીફાઈ કરતા હતા! (તાળીઓ અને હસાહસ)

"આના કરતાં વધારે વખોડણી એ પગલાની હોઈ શકે? લૉર્ડ મોર્લીએ પેલે દિવસે ખાસ સભામાં ભાષણ આપતાં કહ્યું કે, ભાગલા-વિરોધી ભાવનાનાં વલણો પાછી છે લોકોની રુંબેશનું અમલદારી વાચન હમેશાં એવું જ હોય છે! એવી કોઈ ઝુંબેશ તમે જાણો છો કે, જેને એના વધારમા વધાર જોશના દહાડામાં અમલદારોએ મરી જતી ન વર્ણવી હોય? લોકોની ઝુંબેશો કાં તો પડદા પાછળ રહીને દોરી ખેંચનારાઓએ ઊભી કરલી બનાવટ છે કે, કાં તો મોતનાં છેલ્લાં ડચકાં લેતી થોડા જ વખતમાં મરી જનારી છે! (તાળીઓ અને હસાહસ) લૉર્ડ મોર્લી વિષે પૂર્ણ સન્માન રાખીને મ્હેવાનું હુ સાહસ કરુ છું કે, જે એમની આ વાત એમનાં પોતાનાં પૂર્વકાલીન કથનોના પ્રકાશમા તપાસવામાં આવે, તો સાવ ન ટકી શકે એવી જણાશે! ૧૯૦૬માં મિ. મોર્લીએ આમસભાના પોતાના પદેથી કહ્યુ હતું કે, નિર્ણાયક રીતે અને પૂર્ણપણે ભાગલા લાગતાવળગતા લોકોની બહુમતીની મરજી વિરુદ્ધ જ ઠોકી બેસાડાયેલા છે

"એ એમનુ ૧૯૦૬નુ કથન છે એ દિવસ પછી એવું શું બન્યું છે કે જેનાથી બંગાળાના લોકો એ ભાગલાની વાત માની ગયા હાય? જે બન્યું છે એમાનુ કેટલુંક હુ તમને કહીશ વારંવાર લોકોનાં ઘરની ઝડતી લેવાઈ છે હિંદીને મન ઘરની ઝડતી એ સૌથી વધારે ધિક્કારવા યોગ્ય, કામ છે અંગ્રેજનું ઘર એ જે અગ્રેજોને મન એનો કિલ્લો છે તો હિંદુનું ઘર તો હિંદુઓને મને એમનું મંદિર છે! કારણ એ તો એના ગુરુદેવોની હાજરીથી પવિત્ર બનેલુ છે હિંદુઓ પોતાના ગુરુદેવોને જે

ભાવોદ્રેક અને ભક્તિથી પૂજે છે, એ પ્રાચીન રોમનો પોતાના ગૃહદેવોને જેનાથી પૂજતા એના કરતાં ભાગ્યે જ ઓછી સચ્ચાઈ અને ઓછા આવેશવાળાં છે. (તાળીઓ). ઘરની ઝડતીઓ સંખ્યાબંધ કરવામાં આવી છે. છાપાંઓ પર સંખ્યાબંધ કેસો કરાયા છે. છાપાંના કાયદાઓ નિરપવાદપણે કડક પ્રકારના કરવામાં આવ્યા છે. રહેણાકનાં ઘરોમાં પોલીસો ઘૂસી ગયેલા છે, વહીવટી હુકમથી મંડળો નામશેષ કરાયેલાં છે, અને કેસ ચલાવ્યા વિના લોકોને દેશ-નિકાલ કરવામાં આવ્યા છે. (શરમ). હું તમને પૂછું છું: જ્યારે ભાગલાનો સૌથી પ્રથમ અમલ કરવામાં આવ્યો, ત્યારે એને લીધે જો પુષ્કળ અસંતોષ (અને દુર્ભાવ) પેદા થયો હોય, તો ત્યાર પછીનાં પગલાંથી—છેલ્લા બાર મહિનાની દમનની નીતિથી લોકલાગણી શાંત થઈ હોય, અને બંગાળાના લોકો ભાગલાને સ્વીકારતા થયા હોય, એ વાત તમારી બુદ્ધિમાં ઊતરી શકે એવી છે? ના સાહેબ! લોકોની લાગણી રાષ્ટ્રના દિલનાં ઊંડાણોમાં ઊંડે ઊંડે જેવી હતી એવી ઉગ્ર જ છે. અલબત્ત, વધતી જતી નિરાશાની લાગણી છે. (સાંભળો). લોકો એમ કહેવા લાગ્યા છે કે, 'સરકાર આપણું સાંભળતી નથી; પછી ઝુંબેશ કર્યા કરવાથી શો ફાયદો થવાનો છે?' આ દાખલામાં નિષ્ક્રિયતાનો અર્થ લાગણીનો અભાવ નથી. (સાંભળો). ઊલટી એ તો ઘણી ગંભીર પરિસ્થિતિની પ્રતિનિધિ છે. એ તો બંધારણીય પદ્ધતિઓ પરથી લોકોનો વિશ્વાસ ઊઠી ગયો છે એમ બતાવે છે. (સાંભળો).

"એવો પોકાર ઊભો કરવામાં આવ્યો છે કે 'મૉડરેટો'ને એકત્ર કરો! ભલા ભગવાન! જે બાબતમાં ગંભીર અને ભારે ભૂલો થઈ ગયાનું કબૂલ કરવામાં આવે છે, એ બાબતની અમારી અરજીઓ અને રજૂઆતોની સરકાર તરફથી, જે આગ્રહપૂર્વક અવહેલના કરવામાં આવે છે, એના કરતાં વધારે મરણતોલ ફટકો બંગાળામાં બંધારણવાદના વિકાસ પર, અથવા તો મને જે પક્ષમાં હોવાનું માન છે એ મિતવાદી પક્ષને વધારે નિર્બળ કરવા માટે સર્જાયેલી કાર્યવાહી આનાથી બીજી કોઈ હોઈ શકે એવું હું જાણતો નથી. (સાંભળો). અમારી સ્થિતિ વિકટ છે. અમને ઝુંબેશ કરતાં આવડે છે, ભૂતકાળમાં એનો તમને કંઈક અનુભવ છે; અને જરૂર હોય તો એ દિશામાં અમારી શક્તિઓનો

વધુ વિકાસ અમે કરી શકીએ એમ છીએ. પણ અમે જો ઝુંબેશ કરીએ છીએ, તો અમને કહેવામાં આવે છે કે સરકાર અને લોકો પૈકી કોણ વધારે બળવાન છે, એની એ કસોટી છે; એટલે સરકારથી નમતું અપાય જ કેમ? અને અમે જો ઝુંબેશ નથી કરતા, તો અમને કહેવાય છે કે ભાગલા-વિરોધી લાગણી મરી જતી દેખાય છે! (તાળીઓ અને હસાહસ). લૉર્ડ મોર્લી કબૂલ કરે છે કે ગંભીર ભૂલ થઈ છે. એમણે કહ્યું છે કે ભાગલાની યોજના થઈ શકત એવી સારામાં સારી નથી થઈ; અને એ સંપૂર્ણપણે ને નિર્ણયક રીતે લાગતાવળગતા લોકોની બહુમતીની ઈચ્છાની વિરુદ્ધ છે. એમણે એમ પણ ઉમેર્યું છે કે, એ તો ફક્ત સરહદોનો પ્રશ્ન છે; અને એમાં ધર્મ-રક્ષિત પાવિત્ર્ય જેવું શું બળ્યું છે? તો પછી સામાન્ય બુદ્ધિના નામે થાળે પડેલી વા સ્થાપિત હકીકત તરીકે એને શા માટે માનવામાં આવે છે? હું જાણું છું કે રાજપુરુષો તર્કશુદ્ધ હોવાને બંધાયેલા નથી (હસાહસ). લૉર્ડ મોર્લી પોતે મારા કથનના આધાર છે. કારણ 'એડમંડ બર્કના જીવનચરિત્ર' નામક પોતાના સ્મરણસ્તંભ સમા ગ્રંથમાં એમણે એમ કહેલું છે. રાજપુરુષે તર્કશુદ્ધ થવાની જરૂર ન હોય; પણ ન્યાયી અને વાજબી થવા, તો એ બંધાયેલે છે યોગ્ય વર્તનના સર્વોપરી દાવાઓને એ નેવે ન મૂકી શકે. સત્કર્મ અથવ ન્યાયીપણું પ્રજાઓને અને પ્રજાઓના રાજકર્તાઓને, ઊંચે લઈ જનારું છે એ સાચી રાજપૌરુષ (Statesmanship)નો જીવનદાયી શ્વાસોચ્છ્વાસ છે. એક આગળ પડતા આંગ્લહિંદીએ એક વખત કહ્યું હતું એમ, અન્યાયનું અથવા એવું લાગે એવું એક પણ ડગલું હિંદમાં બ્રિટિશ રાજ્યને માટે, એને એશિયાના રણક્ષેત્રમાં મળેલી એકાદી મહાન હાર કરતાં વધારે આફત સમાન છે (સાંભળો). લૉર્ડ મોર્લી કહે છે, ભાગલા તો થાળે પડી ચૂકેલી હકીકત (settled fact) છે. રાજકારણમાં, નીતિમાં, અથવા તો પંચભૂતની દુનિયામાં 'થાળે પડેલી' હકીકત જેવું કાંઈ છે? ફેરફાર એ કુદરતનો નિયમ છે, અને પ્રગતિ દૈવી યોજનાનો ઈશ્વરી ક્રમ છે. લિબરલ પાર્ટીનો આખો કાર્યક્રમ, એ પાર્ટીના દીર્ઘ અને સ્મરણીય ઈતિહાસભરમાં, પ્રગતિના સર્વોપરી દાવાઓને વશ વર્તીને સ્થાપિત વર્તમાન હકીકતોમાં ફેરફાર કરવાનો, અને એને અસ્થાપિત

કરવાનો કાર્યક્રમ છે. (તાળીઓ). મારા દેશજનો વતી મને કહેવા દો કે બંગભંગને અમે સ્થાપિત હકીકત તરીકે સ્વીકારવાની ના પાડીએ છીએ. જેને અમે અમારા હૃદયોના અભ્યંતરમાં એક ક્રૂર અન્યાય કહીએ છીએ, જે એક ભૂલ જ હોવાનો સ્વીકાર કરવામાં આવે છે, અને જે અમારા દેશની લોકલાગણીનું ઈરાદાપૂર્વકનું અપમાન જ છે, એનો સ્વીકાર કરવાની અમે ના પાડીએ છીએ. (તાળીઓ). એને અમે જીવનની અને રાજ્યવહીવટની એક વિવિધતા તરીકે સ્વીકારવાની ના પાડીએ છીએ; અને જ્યાં સુધી એમાં ફેરબદલ ન કરાય, ત્યાં સુધી અમે આ ઝુંબેશ ચાલુ રાખવાના છીએ. અમારી ઝુંબેશનું અંતિમ ફળ જોવાનું મળે, ત્યાં સુધી અમે જીવતા ન પણ રહીએ! જે વાવટો અમે ઝાલ્યો છે, એ અમારા ધબી જતાં હાથમાંથી પડી પણ જાય! પણ હું માનું છું—અમારી લડતના ન્યાયીપણામાં ને ઇન્સાફમાં અમારી એવી શ્રદ્ધા છે—કે અમારાં સ્થાન લેવા બીજાઓ ઊભા થશે, અને એ વાવટાને પકડી લઈને ઊંચો કરશે, અને છેવટનો સંપૂર્ણ અને નિઃશંક વિજય ન મળે ત્યાં સુધી એને લઈને આગળ ધપશે! અમે એ આશા અને એ શ્રદ્ધા સાથે ઝઝૂમીએ છીએ! (તાળીઓ). ઊંડામાં ઊંડી લોકલાગણી પર રચાયેલી, હક અને ઈન્સાફ પર રચાયેલી, જે લડતમાં અમે પડેલા છીએ એમાં બ્રિટિશ પ્રજાતંત્રની સહાનુભૂતિ માગવાની અપીલ કરવાની મારા દેશજનો તરફથી મને પરવાનગી મળી. ઈશ્વરના આશીર્વાદથી અને તમારી સહાનુભૂતિથી, અને જે નૈતિક બળો સમાજના ભીતરમાં આટલી શાંતિથી અને ભવ્યતાથી કામ કરી રહ્યાં છે, અને પ્રગતિ તથા સત્કર્મનાં જન્માવનારાં છે, તેમની મદદથી મને ખાતરી છે કે અમે આ લડત જીતીશું. (તાળીઓ). ગમે એમ પણ ન જીતીએ ત્યાં સુધી એ લડત ચાલુ રાખવાનો અમારો ઈરાદો છે. (તાળીઓ).

"મને ભય છે કે મેં તમારો વધારે પડતો વખત લઈ લીધો છે. ('ના, ના'ના પોકારો). દેશનિકાલનાં ફરમાનો વિષે એક બે શબ્દ—યથાર્થ એક બે શબ્દ—કહેવા છે. ૧૮૧૮નું ત્રીજું નિયમન એ અમારા સ્વાતંત્ર્યોને અને અમારા રાજકીય અભિલાષના ધ્યેયરૂપ એવા બંધારણીય સ્વાતંત્ર્યના વિકાસને ભયરૂપ છે. (તાળીઓ). અત્યારે લડત ચાલી રહી છે—રાજ્ય

રાખી રહેવા આતુર એવી અમલદારશાહી વચ્ચે, અને એ અમલદારશાહી પાસેથી સત્તા ખૂંચવી લેવા અને લોકહિતાર્થ એને એક ટ્રસ્ટ તરીકે રાખવા આતુર એવા પ્રજાના પ્રતિનિધિઓ વચ્ચે. એ લડતની વિરનૃતતા અને ઉગ્રતા વધતી જ જવાની છે પ્રજાના પ્રતિનિધિઓ અમલદારશાહીને ચોપડે ગુનેગાર રહેવાના જ. એમનું ઉંચું શીલ, આગળ પડતી જાહેર સેવાઓ, એમના દેશજનોનો એમના પરનો વિશ્વાસ અને પ્રેમ, એમને ઉશ્કેરણીના સમયમાં બચાવવા માટે પૂરતાં નથી. એઓ ભલે ને કાયદાનું અત્યંત કાળજીપૂર્વક પાલન કરતા હોય. એમની ઉપર કાયદાથી પર એવી એક સત્તા પ્રવર્તે છે આ બેકાયદા કાયદો—૧૮૧૮નું ત્રીજું નિયમન—એ એક એવો કાયદો છે કે જે કોઈ પણ ક્ષણે અમલમાં આવી શકાય છે, અને જે એમનું સ્વાતંત્ર્ય હરી લઈ શકે છે બાબુ કૃષ્ણકુમાર મિત્ર અને બાબુ અશ્વિનીકુમાર દત્ત જેવા પુરુષો એમના દેશજનોની નિષ્પાયુક્ત ભક્તિ અને પ્રેમનાં પાત્રો હતા, પણ એમને કેસ ચલાવ્યા વિના દેશનિકાલ કરવામાં આવ્યા છે મારી સામેના આરોપો શા છે, અને એ વિષે તમે તપાસ કેમ ચલાવતા નથી, એવું બાબુ કૃષ્ણકુમાર મિત્રે સરકારને બે વાર વિનંતી-પૂર્વક લખી જણાવ્યું પણ સરકારે એનો જવાબ આપવાનુ ઉચિત માન્યું નથી! (શરમ) એમને અને એમના જેવા બીજાઓને પોલીસના અહેવાલો પરથી જ દેશનિકાલ કરાયા છે વડા પ્રધાને પેલે દિવસે કહેલું કે, જુદાં જુદાં સ્થળોએથી મળેલા અને જુદી જુદી રીતે મેળવી જોયેલા અહેવાલો પરથી એમને દેશનિકાલ કરવામાં આવ્યા છે ગયા ફેબ્રુઆરી મહિનામાં મિ બુકેનને કહેલુ કે, કેવળ પોલીસના અહેવાલો પર આધાર રાખીને અને સી આઈ. ડી.ના ડેપ્યુટી ડાયરેક્ટર અને, જેના પર નિ શંકપણે વિશ્વાસ રાખી શકાય (હસાહસ) એવા, એના હાથ નીચેના માણસોના અહેવાલો પર આધાર રાખીને આ દેશનિકાલનાં ફરમાનો કાઢવામાં આવેલાં છે! મિ. બુકેનનનાં આ કથનો સાથે વડા પ્રધાનનું ઉપર્યુક્ત કથન પૂર્ણપણે અસંગત છે. એઓ (પોલીસો) કેટલા વિશ્વસનીય છે એ મિદનાપુર કેસ વિષેના પોતાના ચુકાદામાં મુખ્ય ન્યાયાધીશ જેન્કિન્સે આપણને જણાવ્યું છે. (સાંભળો, સાંભળો) પુરાવો

ઊભો કરવા માટે એક આરોપીના ઘરમા બૉમ્બ મૂકવાનો એમણે એમની પર આરોપ મૂક્યો છે મિ વેસ્ટન નામના જૂના સિવિલિયન, જેમને ઉક્ત કેસના આરોપી પર કામ ચલાવવાનુ સોપાયુ હતુ, એમના પર દીકરા પાસેથી જબરદસ્તીથી ગુનાની કબૂલાત કરાવવા માટે પિતાને પકડાવવાનો મુખ્ય ન્યાયાધીશ મિ જેન્કિન્સે આરોપ મૂક્યો છે (શરમ)

"હુ તમને વધારે વાર રોકીશ નહીં, પરતુ હુ આટલુ કહેવા માગું છુ આયર્લૅન્ડને શાત કરવામા આવ્યુ છે, દમનથી નહીં પણ સાંત્વનથી હિંદની બાબતમા બીજી રાજનીતિને શા માટે અનુસરવું જોઈએ, એ હુ સમજી શકતો નથી (તાળીઓ) હુ જાણુ છુ કે આયર્લૅન્ડ એ હિંદ નથી પણ દુનિયાભરમાં માનવસ્વભાવ એક જ છે એક બક્ષિસ અપાય ત્યારે ગોરો માણસ અને ઘઉંવર્ણો માણસ બંને સરખા આભારવશ થાય છે, અને ઈજા કરાય ત્યારે બંને સરખા નારાજ થાય છે સાંત્વન સાથે જબરદસ્તી મિલાવવી, એ સાત્વનથી જે સદ્‌ભાવ પેદા થાય એને શૂન્યવત્ કરવા જેવુ છે બક્ષિસની બક્ષિસાઈ એથી જતી રહે છે, અને ડખની સ્મૃતિ રહી જાય છે એથી કરીને સામાન્ય બુદ્ધિને નામે, બ્રિટિશ રાજ્યની આબરૂની ખાતર, અને લોકોના સંતોષ માટે, હુ ખરા અંત કરણથી વિનવણી કરુ છુ કે આ દમનની રીતો સત્વર રદ કરવી જેને દિલનો કોઈ ખચકો નથી, એવી પોલીસના હાથમા એવી તો ભયંકર સત્તાઓ મુકાઈ છે કે, મારા દેશજનોના દિલ પર એ ઓથાર થઈને બેઠેલી છે ભાગલાને સુધારવા સું વગેરે એથી પણ વધારે દિલોજાનીથી અને ભારથી વિનવણી કરુ છુ લોકલાગણીનાં, ભાગલાની બાબતમાં, હવે વગતા પાણી છે એ અમલદારી વાત ક્ષણભર પણ સ્વીકારશો નહીં પોતાના દર્દનુ દુઃખ કેટલુ છે એનો ઉત્તમ ક્યાસ દર્દી પોતે જ કાઢી શકે છે (સાંભળો) હુ એ દર્દી છુ, અને સહન કરનાર તે મારા દેશજનો છે એમના નામે, અને એમની વતી, હુ તમને અંતઃકરણ પૂર્વક વીનવુ છું કે તમો જે કઈ લાગવગ ધરાવતા હો, તે બધી ભાગલાને સુધારવા માટે વાપરજો. મને વિશ્વાસ છે કે મારી વિનંતી નકામી નહીં જાય (મોટેથી અને લાંબા વખત સુધી તાળીઓ)"

# વિજય અને તે પછી

પહેલી જુલાઈની રાત્રે ધિંગ્રા નામના એક હિંદી જુવાન વિદ્યાર્થીએ હિંદી વજીરના રાજકીય 'એડીકૅમ્પ'* સર વિલિયમ કર્ઝન વાયલીનું ખૂન કર્યું અને એની મદદમાં દોડેલા ડૉ. લાલકાકા પણ એમની સાથે ગોળીના ભોગ થઈ પડ્યા આથી બીજી સવારે શ્રી સુરેન્દ્રનાથના મુકામ પર છાપાંના ખબરપત્રીઓનો દરોડો પડ્યો કેમ જાણે આ ખૂનની બાબતમાં છાપાં-વાળાઓ કરતા વધારે માહિતી એમને જ ન હોય! ખરી વાત તો એ છે કે આ ખબરપત્રીઓ પૈકી, પહેલો જે આવ્યો એણે કહ્યું, એના પરથી જ સુરેન્દ્રનાથને તો ઉક્ત ખૂનોની ખબર પડી! સાંજે મોડા સુધી એઓ ઉપરાછાપરી આવ્યા જ કર્યા તે એટલે સુધી કે, 'કલેમન્ટસ ઈન', જ્યાં શ્રી સુરેન્દ્રનાથે ઉતારો કર્યો હતો, અને જે સફ્રેજેટ બાઈઓનું વડું મથક હતું, એના લિફ્ટવાળાએ કહેવા માંડ્યું, 'સફ્રેજેટો ખરાબ જ છે પણ આ હિંદી તો એમના કરતાં પણ ખરાબ છે! ઘડી જંપવાવારો જ નથી આવતો!'

ધિંગ્રા નામ પરથી એ બંગાળી જણાતો નથી, એ સિવાય શ્રી સુરેન્દ્રનાથ ખબરપત્રીઓ કરતાં કાંઈ પણ વધુ જાણતા જ નહોતા; એટલે એ ખૂનોને વખોડી કાઢવા સિવાય એમને કશું જ કહેવાનું નહોતું. આ બાબત એમણે બધા વર્તમાનપત્રો પર પોતાની સહીથી એક કાગળ પણ લખ્યો; અને બીજે દિવસે ન્યૂ રિફૉર્મ ક્લબમાં ભરાયેલી, ઇંગ્લંડમાં ભણતા હિંદી વિદ્યાર્થીઓની, સભાના પ્રમુખપદેથી પણ એ ખૂનોને એમણે વખોડી કાઢ્યાં. એ ભાષણમાં એમણે કહ્યુ કે, "ઇશુ ખ્રિસ્ત પહેલાં પાંચસો વર્ષ પર અમારે ત્યાં ભગવાન બુદ્ધનો અવતાર થઈ ગયો છે.—અમારા સિદ્ધાંતો, અમારા મનોભાવો, અને

* Aid de camp હુકમબરદાર, મદદનીશ એવો અર્થ છે.

અમારી હિંદમાં ઊંડી ધાર્મિક માન્યતાઓ એ બધાં જ કાયદો અને વ્યવસ્થા જાળવવાની ભાવના સાથે જોડાયેલાં છે; અને ધર્મની આ તેજસ્વી વિચારણાઓના કારણે બેકાયદાપણાને અને હિંસાને વખોડવી એ અમારે મન ધાર્મિક ફરજ છે. (તાળીઓ)"

આટલું કર્યા પછી એમણે, વડા પ્રધાન મિ. ઍસ્ક્વિથે જે એવો આક્ષેપ કરેલો કે હિંદમાં મોટા પાયા પર એક તરકટ ચાલી રહ્યું છે, એનો વિરોધ કરેલો; અને કહેલું કે એવું કશું જ નથી. આ સભામાં શ્રી સાવરકરે મુખ્ય ઠરાવની સામે વાંધો ઉઠાવીને જે દેખાવ કર્યો, એ સિવાય કશી ગરબડ થઈ નહોતી. બધું શાંતિથી પસાર થયું હતું.

એમ છતાં, આ ખૂનોની અસર ઇંગ્લંડમાં તો હિંદવિરોધી જ થઈ. અને બાબુ કૃષ્ણકુમાર મિત્ર અને બાબુ અશ્વિનીકુમાર દત્ત, જેમને દેશનિકાલ કરવામાં આવ્યા હતા, તેમને છોડાવવાના શ્રી સુરેન્દ્રનાથના ઇંગ્લંડમાંના પ્રયાસો નિષ્ફળ ગયા; અને મિન્ટોમોર્લી સુધારાનો અમલ કરવાનો વખત ન આવ્યો ત્યાં સુધી એઓ ન છૂટયા.

૧૯૦૯ના ઑગસ્ટમાં શ્રી સુરેન્દ્રનાથ દેશમાં પાછા આવ્યા, ત્યારે હાવરા સ્ટેશને એમનું મોટા પાયા પર ભવ્ય સ્વાગત થયું; અને ત્યાર પછી ટાઉન હૉલમાં પણ જંગી સભા ભરી એમનું સ્વાગત કરવામાં આવ્યું. જવાબમાં એમણે કહ્યું કે બ્રિટિશ શ્રોતાઓએ મારું જે રીતે સ્વાગત કર્યું છે, એ પરથી હું કહું છું કે બંગભંગની સુધારણા અને નવા બંધારણીય સુધારા જે બંને આપણે માગીએ છીએ એ આવી રહ્યાં છે.

લૉર્ડ હાર્ડિન્જ ૧૯૧૦માં જ્યારે વાઈસરાય તરીકે પધાર્યા, ત્યારે બંગભંગ વિષેના અદ્યતન વિચારોથી એમને વાકેફ કરવા જાન્યુઆરીમાં કલકત્તાના ટાઉન હૉલમાં એક જાહેર સભા ભરવાનો શ્રી સુરેન્દ્રનાથ અને બીજાઓએ વિચાર કર્યો, અને જાહેરાત કરી. એ જોઈને વાઈસરૉયે તરત શ્રી સુરેન્દ્રનાથને પોતાની પાસે બોલાવ્યા, અને સભા ભરવાને બદલે પોતાની ઉપર એક બંગભંગ-વિરોધી અરજી મોકલવા સમજાવ્યા. એ પ્રમાણે કરવામાં આવ્યું, અને ૧૯૧૧માં જૂનના લગભગ અંત ભાગમાં બંગાળાના પચ્ચીસ પરગણામાંથી અઢારની

પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવનાર પુરુષોની સહીથી એ અરજી વાઈસરૉય આગળ પેશ કરવામાં આવી. સરકારે ૨૫મી ઑગસ્ટે એના પરથી પોતાની ભલામણો ઇંગ્લંડ મોકલી આપી, ને ૧૯૧૧ની બારમી ડિસેમ્બરે શહેનશાહે પોતે દિલ્હી દરબારમા બંગભંગની સુધારણા કરતી જાહેરાત કરી! એ પ્રમાણે જૂના ભાગલા રદ કરવામાં આવ્યા; ને પૂર્વ બંગાળાને બદલે બિહારને બંગાળાથી છૂટો પાડવામાં આવ્યો આ ખબર જ્યારે ટેલિફોન પર આવી ત્યારે શ્રી સુરેન્દ્રનાથ બંગભગ વિષે એક અગ્રલેખ લખાવીને 'બંગાળી'ની ઑફિસને દાદરેથી ઊતરતા હતા એમને પાછા બોલાવવામાં આવ્યા હતા, અને એ ખબર આપવામાં આવ્યા હતા તરત જ ઑફિસ આગળ લોકોનું એક મોટુ ટોળું એકઠુ થયુ હતુ અને મિત્રો સુરેન્દ્રનાથને પકડી એક ગાડીમા બેસાડી લગભગ જબરદસ્તીથી કૉલેજ સ્કવેરમાં લઈ ગયા હતા! લોકોના આનંદ અને ઉશ્કેરાટનો પાર નહોતો રાત પડી ગઈ હતી. અંધારાને લીધે એકઠા થયેલા લોકો એકબીજાનું મોઢુ પણ જોઈ શકતા નહોતા. પણ સૌ એકબીજાના આનદના પોકારો સાભળતા હતા, અને પ્રસંગોપાત્ત પુછાતા ઉદ્‌ગારવાચક પ્રશ્નો સાંભળતા હતા ઉપર્યુક્ત જાહેરાતની જોડે જોડે એક બીજી જાહેરાત કરવામા આવી હતી કે, હવે સરકાર કલકત્તાને છોડીને દિલ્હીને પોતાનું પાટનગર બનાવશે આ સંબધી ટોળામાંના એકે શ્રી સુરેન્દ્રનાથને જ્યારે પ્રશ્ન પૂછ્યો, ત્યારે એમણે જવાબ આપ્યો કે 'એથી આપણે ઝાઝું ગુમાવવાપણું નથી.' આમ છ લાંબા વર્ષની ઝુંબેશ પછી માભોમના ભાગલાનો અન્યાય દૂર થયો હતો અને સૌની સાથે બંગભંગવિરોધી હિલચાલના મુખ્ય આગેવાન, આપણા સુરેન્દ્રનાથ, વિજયને વર્યા હતા

બંગભંગવિરોધની આ હિલચાલના વિજયનું રહસ્ય સમજાવતાં શ્રી સુરેન્દ્રનાથ લખે છે:

> "આ રહસ્ય અડધા ડઝન કરતાં ઓછા શબ્દોમાં કહી દેવાય એવું છે. અમે આગ્રહી હતા, અમે વિજયમાં વિશ્વાસ ધરાવતા હતા અમે ગેરબંધારણીય રીતો, જેને ઝનૂનવાદીઓ ઉછેરે છે ને પુષ્ટ કરે છે, એનાથી ધર્મભાવે દૂર રહેતા હતા. પોલીસ અમારા પર

હુમલો કરતી, ત્યારે પણ અમે સામો જવાબ આપતા નહીં પોલીસની લાઠીના ફટકે ફટકે અમે 'વંદેમાતરમ્' પોકારતા અને પછી કાયદાની કોર્ટોમા થયેલા અન્યાયના બદલા માટે અરજ ગુજારતા."

આમ અવિનયભંગ અને આત્મબળ દ્વારા સરકારની સત્તાનો પ્રતિકાર કરવાની ઘણીખરી તૈયારીઓ એવું નામ આપ્યા વિના બંગભંગવિરોધી હિલચાલે હિંદના રાજકીય ક્ષેત્રમા પ્રત્યક્ષ કરી આપી હતી, એમ આપણને જણાય છે

બંગભંગની જોઈતી સુધારણા થઈ જવાથી શ્રી સુરેન્દ્રનાથનો અસહકાર પૂરો થયો અને ૧૯૧૩ની શરૂઆતમા એ બંગાળાની ધારાસભાની તેમ જ શાહી ધારાસભાની ચૂંટણીમા ઊભા રહ્યા ૪૦ વર્ષ પર આઈ સી એસ માથી એમને કાઢી મૂકેલા એ વાંધો શાહી ધારાસભાની ચૂંટણીમા ઊભો થયો પ્રાંતિક ધારાસભાની ચૂંટણીમાં પણ એ ઊભો થઈ શકત, પણ બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નર સર એડવર્ડ બેકરે એ અગાઉથી જ રદ કરેલો હતો વડી સરકારે આ વાંધો તપાસવા ઇમ્પિરિયલ લાઇબ્રેરીમાથી 'બંગાળી'ની ફાઈલ મગાવી અને ઉથલાવવા માડી—સરકારી વાંધાને પુષ્ટ કરે એવા કંઈ વધુ સાહિત્યની શોધ માટે પણ, જેના વડે બંગભંગવિરોધી હિલચાલના જમાનામાં શ્રી સુરેન્દ્રનાથ પર કામ ન ચલાવી શકાયુ, એ હવે જ્યારે સુરેન્દ્રનાથ વિજયી વીર બન્યા હતા ત્યારે શા કામમા આવે? હવે તો એવી પરિસ્થિતિ હતી કે બંગાળાના નવા ગવર્નરને પણ ભય પેઠો કે, વડી સરકાર ઉપર્યુક્ત વાંધો રદ નહીં કરે તો વળી કોઈ બીજી હિલચાલ ઊપડશે! વાઈસરૉયના કાર્યવાહક મંડળમાં શ્રી સુરેન્દ્રનાથના વિરોધી હતા,—આટલી જબરદસ્ત હિલચાલમા કોઈને પણ એમણે જાણ્યે અજાણ્યે વિરોધી ન જ બનાવ્યા હોય એમ શી રીતે બને?—પણ છેવટે વાઈસરૉયની ભલામણથી વાંધો રદ થયો, અને બંને ધારાસભાઓમાં એ સૌથી વધારે મત મેળવીને ચૂંટાયા

આ શાહી ધારાસભામાં સરકાર-નિયુક્ત સભ્યોની બહુમતી હતી એટલે લોકોના ચૂંટાયેલા પ્રતિનિધિથી ચેકમો પાપડ ભાગે એમ નહોતો! પરંતુ, એમને

સ્વતંત્ર રીતે દરખાસ્ત પેશ કરવાનો અને ઠરાવ લાવવાનો હક હતો, એટલે એમ કરીને એઓ લોકોનો અભિપ્રાય શુ છે, એ સરકાર આગળ રજૂ કરી શકતા હતા તદનુસાર ચૂટાયા પછી શ્રી સુરેન્દ્રનાથ ત્યાં એવો ઠરાવ લાવ્યા કે, ન્યાયખાતાને વહીવટી ખાતાથી જુદુ પાડવું બગાળાના સુવિખ્યાત ફોજદારી વકીલ શ્રી મનોમોહન ઘોષ પોતાના અનુભવ પરથી આ પ્રશ્નમાં ઘણો રસ લેતા હતા એમણે લૉર્ડ હોબહાઉસની, બગાળાના મુખ્ય ન્યાયાધીશ સર રિચર્ડ ગાર્થની, મુંબઈ હાઈકોર્ટના ન્યાયાધીશ સર રેમંડ વેસ્ટની, બગાળાના રેવન્યુ બોર્ડના સભ્ય મિ હર્બર્ટ રેનૉલ્ડ્ઝની, તથા બીજાઓની નહીઓ મેળવીને હિંદી વજીર પર આ હેતુથી એક અરજી મોકલી હતી, અને સર રોમેશચદ્ર દત્તે બંગાળામા આ સુધારો દાખલ કરવાની એક યોજના ઘડી હતી ૧૯૦૮માં એ વખતના ગૃહમંત્રી સર હાર્વે એડમ્સે શાહી ધારામંડળમાંના પોતાના સ્થાન પરથી જાહેર પણ કર્યું હતું કે, હિંદી સરકારે આ સુધારો સાવચેતીથી અને પ્રયોગની રીતે દાખલ કરવાનો નિર્ણય કર્યો છે એ જાહેરાતને પાચ વર્ષ વીતી ગયા હતાં, પણ સરકારે કશું કર્યું નહોતું એટલે આમ જોતા શ્રી સુરેન્દ્રનાથનો આ ઠરાવ નહોતો કોઈ નવી વાત કરતો, કે નહોતો કસમયનો સરકાર–નિયુક્ત સભ્યોને બાદ કરતા બધા હિંદી સભ્યોએ એને ટેકો આપ્યો હતો પણ સરકાર–નિયુક્ત સભ્યોની બહુમતીથી એ ઊડી ગયો હતો! વાઈસરૉયની ગેરહાજરીમાં પ્રમુખપદે બિરાજેલા સર ગાય ફ્લીટવૂડ વિલ્સને પાછળથી શ્રી સુરેન્દ્રનાથની બેઠક પાસે જઈને એમને કહ્યુ હતું, કે 'મિ બૅનરજી, મારી પાસે વ્યક્તિ તરીકેનો અને અમલદાર તરીકેનો એમ બે મત હોત તો મારો વ્યક્તિગત મત હુ તમારા પક્ષમાં આપત! આ વાક્ય જો બૅનરજીને સારુ લગાડવા પૂરતું જ ન હોય, અને એ તો એમ નથી જ માનતા, તો એ પણ સ્પષ્ટ છે કે કેટલાક અમલદારો પણ અંગત રીતે આ સુધારાના મતના હતા.

આ ઠરાવ ઊડી ગયો, છતાં હિંદી વજીર પર એ બાબત મોકલવામાં આવી હતી શ્રી સુરેન્દ્રનાથની ખબર પ્રમાણે હિંદી વજીર પણ એ ઠરાવના પક્ષના હતા પણ એનો અમલ કરવા જતા નવા ખર્ચનો સવાલ ઊભો

થતો હતો, એટલે ઇન્ડિયા કાઉન્સિલે એના પર છેવટે ટાઢું પાણી રેડ્યું હતું.

ત્યાર પછી એમણે પ્રેસ ઍક્ટમાં સુધારો કરતો એક ઠરાવ રજૂ કર્યો હતો. પણ એની પણ એ જ દશા થઈ હતી.

કલકત્તા યુનિવર્સિટીના કુલપતિ તરીકે હવેથી વાઈસરૉયને બદલે બંગાળના ગવર્નરને જ રાખવા, અને યુનિવર્સિટીને સ્વસત્તાક કરવી એવો એક ઠરાવ ૧૯૧૬ના માર્ચમાં એમણે રજૂ કરેલો. સરકારે એનો સ્વીકાર કરેલો, પણ એ લોકપ્રિય નહીં નીવડેલો. વાઈસરૉયને બદલે ગવર્નર કુલપતિ થાય ને એમ બીજી યુનિવર્સિટીની હરોળમાં કલકત્તા યુનિવર્સિટી મુકાઈ જાય, એમાં ઘણા બંગાળીઓએ તો પોતાની યુનિવર્સિટીની માનહાનિ જ જોયેલી! બીજું એમ થવાથી કલકત્તા યુનિવર્સિટીને, જે ખાસ આર્થિક મદદ વડી સરકાર તરફથી થતી, તે પણ બંધ જ પડેલી. આથી એટલો બધો ઊહાપોહ થયેલો કે ઇન્ડિયન ઍસોસિયેશનની કમિટીની સભામાં આ બાબતની ઠપકાની દરખાસ્ત આવી, ત્યારે એને મુલતવી રાખવાની યુક્તિ ન કરવામાં આવી હોત તો એ પસાર થઈ જાત!

ડિફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટ તળેના બંગાળાના ૧૮૧૮ના ત્રીજા નિયમન તળેના અને મદ્રાસ તથા મુંબઈના એવાં નિયમનો તળેના અટકાયતીઓના કેસો તપાસવા અને એમને વિષેનો પોતાનો અહેવાલ રજૂ કરવા શ્રી સુરેન્દ્રનાથના ઠરાવથી એક સલાહકાર સમિતિ નિમાઈ હતી. આ અરસામાં હિંદી છાપાંઓ મક્કમપણે જહાલ મતનાં થતાં જતાં હતાં. પણ એઓ આ ઠરાવથી કંઈક રાજી થયાં હતાં, અને લોકો એથી કંઈક રાહત થશે એમ માનતા થયા હતા. જોકે આ કમિટીની સલાહથી બંગાળાના સો અટકાયતીઓમાંથી ફક્ત છ જ છૂટી શક્યા હતા!

આ સમય દરમિયાન હિંદના રાજકીય આકાશમાં નવો સિતારો ઊગ્યો હતો. મિસિસ બેસંટ, જે અત્યાર સુધી એમની થિયૉસૉફિકલ સોસાયટી, અને હિંદુ યુનિવર્સિટી વગેરે કેળવણીની ને ધાર્મિક હિલચાલમાં

જ રચ્યાંપચ્યાં રહેતાં હતા, તે ૧૯૧૪ની મદ્રાસની મહાસભા વખતે મહા સભામાં જોડાયાં હતાં; અને ૧૯૧૫માં જ્યારે મુંબઈમાં મહાસભા મળી ત્યારે એમણે હોમરૂલ લીગની સ્થાપના કરવાની વાત ઉપાડી હતી મહાસભાના તત્કાલીન ઘણા આગેવાનોને, ખાસ કરીને જેઓ સુરત મહાસભાના વખતથી મિતવાદી ગણાતા હતા, તેમને લાગેલું કે આ જુદી ચળવળથી મહાસભાનું મહત્ત્વ ઘટશે મિસિસ બેસંટ સંગઠનની જબરદસ્ત શક્તિ ધરાવતાં હોવાથી એમણે હોમરૂલ લીગના પ્રમુખ તરીકે રહેવાની હિંદના દાદા દાદાભાઈ નવરોજી જેવા પાસે હા પડાવી હતી, અને યુવાનોને પોતાના પક્ષમાં લઈને હિંદને સ્વરાજનું કેવું બંધારણ જોઈએ તે પણ ઘડી કાઢ્યું હતું, અને તે મંજૂર કરાવવા હિંદમાં તેમ જ ઈંગ્લંડમાં જબરદસ્ત ઝુંબેશ ઉપાડી હતી. પણ શ્રી સુરેન્દ્રનાથ એનાથી અંજાયા ન હતા મિસિસ બેસંટની હિલચાલમાં એમણે તો મહાસભામા ફૂટ પાડવાનું નવું તરકટ જ જોયું હતું અને મહા સભાની બહારની એવી મિસિસ બેસંટની બધી રાજકીય હિલચાલની સામે પોતાનો દૃઢ અભિપ્રાય દર્શાવ્યો હતો

મિસિસ બેસંટને જ્યારે મદ્રાસની સરકારે અટકમાં લીધાં, ત્યારે મહા- સભાની મહાસમિતિ સમક્ષ સવિનય ભંગનો સવાલ ઊભો થયો હતો જૂના પ્રમુખ તરીકે મુંબઈ ખાતે ભરાયેલી આ મહાસમિતિનું પ્રમુખપદ મહા- સભાના પ્રમુખની ગેરહાજરીમા શ્રી સુરેન્દ્રનાથને અપાયું હતું સવિનય ભંગના મતનુ એ સભામા ઠીકઠીક જોર હતું, પરતુ શ્રી સુરેન્દ્રનાથ અને બંગાળાના એમના મિત્રો એની વિરુદ્ધ હતા. શ્રી સુરેન્દ્રનાથ પોતાનાં સંસ્મરણોમાં કહે છે કે 'આ મુશ્કેલ પરિસ્થિતિમાથી મેં એવો માર્ગ સૂચવ્યો હતો કે આ બાબત પ્રાંતિક સમિતિઓના અભિપ્રાય પહેલાં પૂછી મંગાવવા'. એમ કરવાથી સવિનય ભંગની વાત વિલંબમાં પડી હતી, અને ઉશ્કેરણી ઓસરી જતાં છેવટે એ ઊડી ગઈ હતી

આમાથી પરવારી એ કલકત્તા પાછા જાય એ દરમિયાન ત્યાં મિસિસ બેસંટની અટકાયત સામે ટાઉન હૉલમા બોલાવાયેલી જાહેરસભા પર સરકારે પ્રતિબંધ મૂકેલો જણાયો હતો બંગાળાની સરકારે આ પ્રતિબંધ માટે એવું

બહાનું કાઢયું હતું કે, એક પ્રાંતની સરકારના હુકમ બીજા પ્રાંતના લોકોને ચર્ચવા દેવાય જ નહીં! આ બહાનું સ્પષ્ટત બહાનું જ હતું, ને હાસ્યાસ્પદ હતું. એથી આ મનાઈ હુકમ બાબત શું કરવુ એનો વિચાર શ્રી સુરેન્દ્રનાથના પ્રમુખપદ નીચેની કલકત્તામાં મળેલી નેતાઓની ખાનગી પરિષદમા લાગણીઓ તંગ બની હતી, અને જે તે એ હુકમનો ભગ કરીને જરૂર પડે તો જેલમાં જવાની જ વાત કરતું હતું

છેવટે સર રાસબિહારી ઘોષ, બાબુ મોતીલાલ ઘોષ, વ્યોમેશ ચક્રવર્તી, ચિત્તરંજન દાસ અને મિયાં ફઝલૂલ હકની એક નાનકડી સમિતિને શું કરવું એ વિચારી લાવવાનું સોંપાયું પણ એ સમિતિએ જ્યારે પરિષદ આગળ જઈને જણાવ્યું કે, બહુ વિચારને અંતે અમે નકકી કર્યું છે કે બીજુ કાંઈ પણ કરતા પહેલાં આ બાબત આપણે ગર્વનર લૉર્ડ રોનાલ્ડશેને ઢાકા ખાતે મળવા એક ડેપ્યુટેશન તરીકે જવુ, ત્યારે પરિષદની બહુમતી એ સલાહ માનવાની ના જ પાડશે એમ લાગ્યું હતું લોકલાગણી ઉશ્કેરાયેલી હતી, પણ શ્રી સુરેન્દ્રનાથને યાદ હતું કે લડતનો ખરો વખત આવે છે, ત્યારે કાયદાભગની આવી વાતો કરનારાઓ પૈકી કેટલા ઊભા રહે છે! બારિસાલ પરિષદ વખતે સરઘસ પર પોલીસે જ્યારે લાઠી ચલાવી હતી, ત્યારે સરકારનો સામનો કરવાની બડી બડી વાતો કરનારા કેટલાય ચૂપચાપ અગિયારા ગણી ગયા હતા, એ એમને ખબર હતી એટલે ગવિનય ભગ કરવાનો હોય, તો તે હળવે હૈયે કદી ન કરવો, એટ્લુ જ નહીં, સમાધાનના બધા ઉપાય ખાલી જાય ત્યાર પછી જ કરવો, એવો એમનો દૃઢ મત થઈ ચૂકયો હતો.

કાંઈ પણ નિર્ણય કર્યા વિના છેવટે એ પરિષદ વિખેરાઈ ગઈ હતી. પણ ઉક્ત સમિતિએ માની જ લીધું હતું કે આપણે ડેપ્યુટેશન લઈ જવાનું છે લૉર્ડ રોનાલ્ડશે જોડે થયેલી ચર્ચામા ઊતરવુ અત્રે નિરર્થક છે છતાં એટલું પૂરતુ છે કે, ચર્ચામા લૉર્ડ રોનાલ્ડશેએ પોતાના મનની સાચી વાત કહી દીધી હતી કે આવી સભાઓ દ્વારા હિંસાની ઉશ્કેરણી થવાનો સભવ છે આગેવાનો- એ આથી એવુ ન થાય એની બનતી કોશિશ કરીશું અને તકેદારી રાખીશું, એવું કહ્યું હતું, અને છેવટે ગવર્નરે પ્રતિબધ ઉઠાવી લીધો હતો

૧૯૧૬ની લખનૌ મહાસભા વખતે હિંદુ મુસ્લિમ આગેવાનોની સંયુક્ત પરિષદ સમક્ષ કોમી એકસંપી પર રચાયેલી બંધારણીય સુધારાની યોજના સ્વીકરાઈ હતી તે શ્રી સુરેન્દ્રનાથના પ્રમુખપદે મળી હતી એ મહાસભામાં હિંદી રાષ્ટ્રવાદી પક્ષની બધી ટાળીઓ એકત્ર થઈ ગઈ હતી, અને સમનુ સુંદર વાતાવરણ જામ્યું હતું

પણ અત્યાર સુધીમાં એ સ્પષ્ટ થઈ ચુક્યું હતુ કે શ્રી સુરેન્દ્રનાથ હવે કોઈ પણ રીતે જહાલ પક્ષના માણસ થઈ શકે એમ નથી શાહી ધારાસભાની ૧૯૧૬ની ચૂંટણીમા એ ઊભા રહ્યા હતા પણ એમા એમને હાર મળી હતી આથી કેટલોક વખત એ પોતાના સામાન્ય જાહેર જીવનમા પડી ગયા હતા.

૧૯૧૪મા પહેલું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે મહાત્મા ગાધી જેવા આગેવાન પણ લશ્કરમાં ભરતી કરાવવા ગામડે ગામડે ફરીને ભાષણ કરતા હતા શ્રી સુરેન્દ્રનાથ આ હિલચાલમાં સામેલ થયા હતા અને એમણે બંગાળાના જુદા જુદા વિભાગોમાં બધી થઈને ૩૦ કરતાં વધારે સભાઓમાં ભરતીનાં ભાષણો આપ્યાં હતા આ ભાષણોમા એમનો મુખ્ય ધ્વનિ એ હતો કે 'આપણને સ્વરાજ્ય જોઈએ છે પણ સ્વરાજ્યનું પહેલું લક્ષણ આત્મરક્ષણ છે એટલે સામ્રાજ્યના નાગરિક તરીકેના હક્કો આપણે જોઈતા હોય તો આપણે એ સામ્રાજ્ય પર જ્યારે આફત આવી હોય ત્યારે એનું રક્ષણ કરવા બહાર પડવું જ જોઈએ' મોટે ભાગે બગાળાના ભદ્ર લોકોમાંથી જ લગભગ ૬૦૦૦ રગરૂટો એમને મળ્યા હતા, એટલે આ વિષયમાં મહાત્માજીને મળેલી નિષ્ફળતાથી મુકાબલે એ બચી ગયા હતા, અને યોગ્ય રીતે કામ ઉપાડવામા આવે તો બંગાળા આવા લશ્કરી કામ માટે નાલાયક નથી એમ એમને લાગ્યું હતું એમ છતાં, એમને લાગ્યું તો હતું જ કે લોકોમા આ બાબત જોઈતો ઉત્સાહ નથી

# ૧૯

# પ્રમુખપદેથી પ્રધાનપદે

૧૯૧૭નો સૌથી ઉત્તેજક બનાવ હિંદી વજીર મિ. મૉન્ટેગ્યુએ પાર્લમેન્ટમાં કરેલી જવાબદાર સરકાર વિષેની જાહેરાત હતો. એ જાહેરાત પ્રમાણે ક્રમે ક્રમે હિંદને જવાબદાર સરકાર આપવાનો બ્રિટિશ સરકારનો ઇરાદો હતો. ૧૯૪૬માં મંત્રીમિશન હિંદી બંધારણ ઘડવા માટેનું તંત્ર ઊભું કરવા અને વચગાળાની સરકાર સ્થાપવા હિંદ આવવાનું છે એ જાહેરાતથી હિંદમાં જેવી સનસનાટી ફેલાઈ હતી એવી સનસનાટી ૧૯૧૭માં મિ. મૉન્ટેગ્યુ પોતાના ડેપ્યુટેશન સાથે હિંદમાં પધારવાના છે—હિંદને કેવું બંધારણ આપવું જોઈએ એ બાબત તપાસ કરવા—ત્યારે થઈ હતી! નવેમ્બરમાં મિ. મૉન્ટેગ્યુ અને એમના સાથીઓ પધાર્યા. અને એમણે હિંદમાં જુદે જુદે સ્થળ ફરીને બધા આગળ પડતા હિંદીઓ અને યુરોપિયનોની મુલાકાત લીધી; અને એમને શું કહેવું છે તે જાણી લીધુ. શ્રી સુરેન્દ્રનાથ એમાંના એક હતા. મિ. લાયોનલ કર્ટિસ નામનો એક અંગ્રેજ પણ આ અરસામાં હિંદમાં આવ્યો હતો, અને એ દ્વિમુખી વહીવટની—એટલે કે કેટલાક ખાતાંઓ હિંદીઓને સોંપવાની અને બાકીનાં અંગ્રેજ અમલદારોને હાથ રાખવાની યોજના લઈ આવ્યો હતો. એણે ઘણી પરિષદો ભરી હતી. એમાંની કેટલીકમાં શ્રી સુરેન્દ્રનાથ હાજર હતા. દાર્જીલિંગમાં ભરાયેલી પરિષદ, જેમાં બાબુ ચિત્તરંજન દાસ હાજર હતા, એમાં પણ શ્રી સુરેન્દ્રનાથ ગયા હતા. છેવટે દ્વિમુખી વહીવટની—દ્વૈકી (Diarchy) ની આ યોજના મૉન્ટેગ્યુ ચેમ્સફર્ડ રિપોર્ટ, જે ૧૯૧૮ની ૮મી જુલાઈને રોજ બહાર પડ્યો, એમાં સ્વીકારાઈ હતી પણ એ યોજના મિસિસ બેસંટની હોમરૂલની યોજના, કે હિંદમાં લોકમાન્ય તિલક જેવા જહાલ ગણાતા નેતાઓની યોજના, કરતાં પાછળ પડતી હતી. એટલે એમણે જાહેર કર્યું કે એ અસ્વીકાર્ય છે. હિંદી મહાસભામાં આ મુદ્દા પર બે તડ પડયાં હતાં. મિતવાદીઓ જેમને મવાળ પક્ષ

કહેવામાં આવતો, તેઓ એ યોજનાને સ્વરાજ્યના પહેલા પગથિયા તરીકે સ્વીકારતા હતા; જ્યારે જહાલો એનો અસ્વીકાર કરતા. ઈંગ્લંડમાંના રૂઢિચુસ્ત અંગ્રેજો એવી ગુંગળેશ લઈ બેઠા હતા કે 'હિંદીઓના મોટા ભાગને આ સુધારા ન ગમતા હોય તો રહેવા દો. આપણે કંઈ સુધારા આપવા જ નથી. ચાલે છે એમ ચાલવા દો.' આથી મવાળોને ભય લાગતો હતો કે આપણે જો આ સુધારાની વહારે નહીં ધાઈએ તો આટલા સુધારા મળે છે તે પણ જશે! મિતવાદીઓએ આથી મહાસભાથી જુદા પડીને મુંબઈમાં શ્રી સુરેન્દ્રનાથના પ્રમુખપદે એક જુદી પરિષદ ભરી, અને શ્રી સુરેન્દ્રનાથના પોતાના શબ્દોમાં કહીએ તો એ સુધારાને બચાવી લીધા! હિંદી મહાસભાને એ દિવસે એમ નહીં લાગેલું, અને ઘણા લોકોને આજે એમ નહીં લાગે. પણ છેવટે આ મનોદશાનો જ સવાલ છે. અને એ શ્રી સુરેન્દ્રનાથ પોતાના નીચેનાં વાક્યોમાં ટૂંકમાં પણ સ્પષ્ટ રીતે સમજાવે છે:

> "પુણ્યપ્રકોપથી ઊભરાતો બારિસાલથી હું ઘેર આવ્યો. મારો દૃઢ આશાવાદ દેખીતી રીતે તૂટી ગયો હતો. ત્યાર પછી મેં સૌથી પ્રથમ જે પગલું ભર્યું એ સરકાર જોડેનો સંબંધ તોડવાનું ભર્યું. એ સમય પૂરતો હું અસહકારી—અસહકારના સિદ્ધાંતનો એક પહેલામાં પહેલો આદ્ય પ્રસારક (Apostle) બન્યો. અને મેં કલકત્તાના પ્રેસિડન્સી મૅજિસ્ટ્રેટ અને બૅરેકપુરના ઑનરરી મૅજિસ્ટ્રેટના પદનાં રાજીનામાં આપી દીધાં. બારિસાલના અધિકારીઓ સામે એ મેં મારો વાંધો દર્શાવવા કરેલું, કોઈ ચોક્કસ રાજનીતિ કે સિદ્ધાંતના સ્વીકાર તરીકે નહીં. ઈ. સ. ૧૮૯૯માં જ્યારે મેં કલકત્તાના મ્યુનિસિપલ કમિશનર તરીકેનો મારો હોદ્દો છોડી દીધો—કૉર્પોરેશનના બીજા ૨૭ સભ્યો સાથે ભળીને—ત્યારે પણ મેં એમ જ કરેલું. પણ આગ્રહપૂર્વક અસહકારને વળગી રહેવાની રાજનીતિનો હું અસ્વીકાર કરુ છું.—ખાસ કરીને, જ્યારે સરકાર પ્રગતિશીલ માર્ગે ચાલવાને તૈયાર હોય ત્યારે; પછી ગતિ આપણને ગમે એટલી ત્વરિત ભલે ન હોય!"

આ વિચારોને અનુસરીને શાહી ધારામંડળ, જેના એઓ આ સમયે પાછા સભ્ય હતા, તેમાં એમણે નીચેનો ઠરાવ રજૂ કર્યો હતો :

(૧) "આ મંડળ સુધારાની દરખાસ્તો માટે મહેરબાન વાઈસરોય સાહેબનો તથા હિંદી વજીરનો આભાર માને છે, અને સ્વીકારે છે કે હિંદમા જવાબદાર સરકારની ક્રમિક સ્થાપના કરવાની દિશામા એ સાચો પ્રયત્ન છે અને ચોક્કસ પ્રગતિરૂપ છે

(૨) "આ મંડળ ગવર્નર જનરલ ઈન કાઉન્સિલને ભલામણ કરે છે કે આ સુધારાનો રિપોર્ટ વિચારવા અને હિંદી સરકારને ભલામણો કરવા આ મડળના બિનઅમલદારી સભ્યોની એક સમિતિ નીમવી"

આ ઠરાવ પર કલમવાર મત લેવાયા હતા, અને બને કલમો બન્ને વિરુદ્ધ મતે પસાર થઈ હતી પહેલી કલમ સામે શ્રી વિઠ્ઠલભાઈ પટેલે વિરોધ દાખવ્યો હતો જ્યારે બીજી કલમ બાબત વેપારી યુરોપિયન સભ્યોનો વાંધો હતો

વાઈસરોયે આ ઠરાવ પસાર થયો એ સાંજે શ્રી સુરેન્દ્રનાથને બોલાવ્યા હતા, અને એમને એ ઠરાવમાં દર્શાવેલી સમિતિના પ્રમુખ નીમવાનુ નક્કી થયું હતું આ સમિતિએ યોગ્ય વખતે કામ શરૂ કર્યું હતું, અને પોતાનો અહેવાલ રજૂ કર્યો હતો આ અહેવાલમાં અસંતોષનો જે ખાસ મુદ્દો દર્શાવાયો હતો, તે એ હતો કે મૉન્ટેગ્યુ ચૅમ્સફર્ડ રિપોર્ટમા મધ્યસ્થ સરકારમાં હિંદીઓને કાંઈ પણ જવાબદારી આપવાની વાત નથી

મૉન્ટેગ્યુ ચૅમ્સફર્ડ રિપોર્ટમા બે સમિતિઓ નીમવાની ભલામણ હતી. એક મતાધિકાર-સમિતિ અને બીજી કાર્યક્ષેત્ર-સમિતિ. આમાંની પહેલી સમિતિમા શ્રી સુરેન્દ્રનાથ નિમાયા હતા એમાં ત્રણ યુરોપિયનો અને ત્રણ હિંદીઓ હતા બે હિંદુઓ અને એક મુસલમાન, અને એના પ્રધાન લૉર્ડ સ્કારબરો હતા આ સમિતિ જુદા જુદા હિંદી પ્રાંતોના પાટનગરોમા ફરી હતી, અને એણે બધી સ્થાનિક સરકારો સાથે મસલત ચલાવીને અને સાક્ષીઓ તપાસીને પોતાની ભલામણો રજૂ કરી હતી

૧૯૧૯ના જાનુઆરીમાં સ્કારબરો સમિતિના સભ્ય તરીકે, જ્યારે શ્રી સુરેન્દ્રનાથ મુંબઈ આવ્યા હતા, ત્યારે હિંદના દાદાશ્રી દાદાભાઈ નવરોજીના ચિત્રની અનાવરણ-વિધિ યુનિવર્સિટી કૉન્વોકેશન હૉલમાં એમને હાથે કરવામાં આવી હતી. આ પ્રસંગે આદર્શો અને વ્યવહારને લગતા એમણે નીચેના ઉદ્‌ગારો કાઢ્યા હતા, જે અત્રે નોંધવા લાયક છે:

"સદ્‌ગૃહસ્થો! આદર્શવાદ એ સારી વસ્તુ છે. હું એક આતુર આદર્શવાદી છું. વર્તમાનથી આપણે કદી સંતુષ્ટ થઈને બેસી શકીએ નહીં. અસંતોષ, જ્યારે નિયમિત અને સંભવિત હોય ત્યારે દૈવી છે. આપણે બધા જ ઉજ્જ્વલતર, ઉચ્ચતર, ભવ્યતર, ભાવિ માટે આતુર છીએ હિંદ માટેના નૂતન દિવસના જન્મની આગાહી કરતા પ્રભાતનાં પ્રથમ કિરણો લગભગ દેખાવા લાગ્યાં છે. આ પ્રાચીન દેશ પર— આપણી પવિત્ર નદીઓને કિનારે બેસીને બાળક માનવજાતિની દૈવી આદર્શ તરફની પ્રથમ આરજૂઓના પ્રતિનિધિ સમી ઋચાઓ ગાતા વૈદિક ઋષિઓની ભૂમિ પર,—સ્વાતંત્ર્યનો જે નવસૂર્ય થોડા જ વખતમાં ઉષ્મા અને પ્રકાશ પાથરશે, એને વંદન કરવા આપણે બધા આપણી જાતને તૈયાર કરી રહ્યા છીએ! દાદાભાઈ અને બીજાઓ ઉચ્ચતમ આદર્શોની પ્રેરણા તળે કામ કરતા કરતા આ મહાન દિવસના આગમન માટે મહેનત કરતા હતા. માટે આદર્શોની કિંમત આપણે ન ઘટાડીએ. આદર્શો કલ્પનાને ગમે છે, હૃદયને ખળભળાવે છે, કર્મના કારણભૂત એવાં ઉચ્ચતમ મૂળસ્થાનોને ઉત્તેજિત કરે છે; પરંતુ આદર્શ પણ વ્યવહારને વશ વર્તતો કરવો જોઈએ, પરિસ્થિતિનાં પરિબળોથી શાસિત હોવો જોઈએ, અને પરિસ્થિતિને ધીમેથી પણ દૃઢતાથી એ આદર્શની સિદ્ધિ તરફ વિકસાવીને સુધારવી જોઈએ. કુદરતમાં તેમ જ નૈતિક દુનિયામાં ઊથલપાથલ એવી કોઈ વસ્તુ નથી. ક્રમિક વિકાસ એ જીવનનો અને વ્યવહારનો સર્વોપરી નિયમ છે. આપણા સંજોગોમાં પરિબળો જે હોય તે સુધરવાં જોઈએ, અને વિકસવાં જોઈએ, એક બિંદુથી બીજા બિંદુ સુધી, અને એક કક્ષાથી બીજી કક્ષા સુધી ક્રમે ક્રમે,—એટલે સુધી કે

આ પેઢીના આદર્શો તે નવી પેઢીની પ્રત્યક્ષ સિદ્ધિઓ બની રહે શ્રી દાદાભાઈ નવરોજીના જીવનમાથી આપણે જે પાઠ લેવાનો છે તે એ છે કલકત્તા મહાસભાની વ્યાખ્યાનપીઠ પરથી સ્વરાજના પ્રશ્નનો ઉલ્લેખ કરતા એમણે એવી એક શરૂઆત કરવાની વાત કરી હતી, કે જે વિકસીને સ્વરાજની સંપૂર્ણ ધારાસભા બને અમુક શરૂઆત હોવી જોઈએ, પ્રગતિક્રમની ભૂમિકાઓ હોવી જોઈએ, અને છેવટે સ્વરાજ્ય વિષયક પૂર્ણ વિકસન હોવુ જોઈએ"

શ્રી સુરેન્દ્રનાથ પોતાના સસ્મરણોમા કહે છે કે,

"અમારી પેઢીના મોટામા મોટા રાજકીય ગુરુ. આમ વિચારતા અને એ મારા જીવનભરના આદર્શો છે જુવાનીમા મેં એ ઘડયા છે, મોટી ઉંમરે મેં તે સેવ્યા છે, ને મારા જીવનની સધ્યામા હુ એને દૃઢપણે વળગી રહ્યો છુ મારા આ વિચારો દીર્ઘ અનુભવથી મારા દૃઢ અભિપ્રાયો બની ગયા છે"

આમ એમના જમાનાના આદર્શો, જે એમના જીવનની સધ્યાના સમયમા નક્કર સિદ્ધિ જોવા ગયા હતા, તે છોડીને એ નવા જમાનાના નવા આદર્શો સેવતી પેઢીની આગેવાની કરી શકે, એમ ન હોવાથી મહાસભાથી એ જુદા પડ્યા, અને મિતવાદી, મધ્યમમાર્ગી અને મવાળ ગણાવા લાગ્યા

ઈ સ ૧૯૧૯માં એ મિતવાદીઓના ડેપ્યુટેશનની આગેવાની લઈને હિંદને આપવાના સુધારાના તત્કાલીન શત્રુ લૉર્ડ સિડનહામનો સામનો કરવા, અને પા મિેન્ટની સયુક્ત સમિતિ સમક્ષ સાક્ષી આપવા ઇંગ્લડ ગયા જહાલ મતવાદી ગણાતા મહાસભા પક્ષના આગેવાનોનું પણ એક ડેપ્યુટેશન પોતાના વિચારો અને માગણીઓનો પ્રચાર કરવા ત્યાં ગયું હતું શ્રી વિઠ્ઠલભાઈ પટેલ એ ડેપ્યુટેશનમા હતા, અને લોકમાન્ય તિલક જે સર વૅલેન્ટાઈન શિરોલ પરના બદનક્ષીના કેસને અંગે ત્યાં જ હતા, તેમને પણ તેમા નીમેલા હતા મિસિસ બેસટ પણ ત્યાં પહોચી ગયા હતા મિસિસ બેસટનું વલણ હવે મૉન્ટેગ્યુ

ચેમ્સફર્ડ રિપોર્ટ બાબત પહેલાંના જેવું જહાલ નહીનું રહ્યું. શ્રી સુરેન્દ્રનાથે તો કહેલું કે અમારા ડેપ્યુટેશનના અને એમના વિચારો વચ્ચે હવે સામાન્ય એકમતી પ્રવર્તતી હતી!

ઈંગ્લંડની આ સફરમાં આ કામ ઉપરાંત નોંધવા જેવાં નાનાંમોટાં ચાર કામોમાં એમણે પોતાનો ભાગ ભજવ્યો છે. પ્રથમ તો એ કે આ અરસામાં હિંદમાં જનરલ ડાયરે કરેલી જલિયાનવાલા બાગવાળી કતલ બાબત તપાસસમિતિ નિમાવવી. આ માગણી કરવા માટે લંડનમાં એક જાહેર સભા ભરવામાં આવી હતી; અને હિંદી વજીર મિ. મૉન્ટેગ્યુને મળીને તપાસસમિતિની માગણી કરવામાં આવી હતી. તપાસસમિતિ ખુલ્લી હોવી જોઈએ, અને એમાં ફલાણા ફલાણા હિંદીઓ નિમાવા જોઈએ, એવી પણ સલાહ અપાઈ હતી. આ બાબતમાં મવાલો ને જહાલો વચ્ચે સિદ્ધાંતનો કોઈ ભેદ હતો જ નહીં, એટલે મહાસભાના ડેપ્યુટેશનનો પણ પૂરો સાથ જ હતો.

બીજું, ઈંગ્લંડમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓનું કામ જોઈને હિંદમાં એમાંનું શું લાગુ પાડી શકાય એમ છે, એની તપાસ કરવા હિંદી વજીરે એક સમિતિ નીમી હતી. એમાં સુરેન્દ્રનાથને પણ નીમવામાં આવ્યા હતા.

ત્રીજું કામ સંસ્થાનોમાં હિંદીઓના દરજ્જાનું અને એમની પ્રત્યેના વર્તનનું હતું. મિ પોલાકે એ બાબત એક ડેપ્યુટેશન તૈયાર કર્યું હતું. એ ડેપ્યુટેશનનુ લેખિત વક્તવ્ય પણ મિ પોલાકે જ અગાઉ તૈયાર કર્યું હતું. અને એ શ્રી સુરેન્દ્રનાથે હિંદી વજીરને વાંચી સંભળાવ્યું હતું

છેવટે ખિલાફતની એક સભાનું પ્રમુખપદ એમને આપવામાં આવ્યું હતુ

વડા પ્રધાન લૉઈડ જ્યૉર્જે યુદ્ધ દરમિયાન આપેલા વચન પ્રમાણે ખિલાફતના પ્રશ્નનો નિકાલ કરવામાં આવે, એવી મુસલમાનોની જે માગણી હતી તે તરફ શ્રી સુરેન્દ્રનાથ સંપૂર્ણ સહાનુભૂતિ ધરાવતા હતા.

આટલું કરીને ૧૯૧૯ના સપ્ટેમ્બરમાં જ્યારે એ સ્વદેશ પાછા આવ્યા, ત્યારે દેશની હવા બદલાઈ ગઈ હતી. જલિયાનવાલા બાગની ક્રૂર કતલે એનું કામ કરી દીધું હતું. જહાલો એથી વધુ જહાલ બન્યા હતા. અને મવાલો

પણ એને યાદ કરતાં બળી ઊઠતા હતા. એટલે આ વખતે શ્રી સુરેન્દ્રનાથનું જે સ્વાગત થયું એમાં પહેલાંની લોકભક્તિ કે ઉષ્મા સ્વાભાવિક રીતે જ નહોતી. દેશ હવે ઇંગ્લંડ આપણને મદદ કરે ને આપણે બેઠા થઈએ, એ મનોદશામાંથી નીકળીને પોતાની લડતો પોતાની મેળે, પોતાના જોર પર જ લડી લેવાના નિશ્ચય પર આવતો જતો હતો. ઇંગ્લંડ પરની એની શ્રદ્ધા ઊઠી ગઈ હતી. અને જનતા અસહકારના આવતા જુવાળને કારણે 'સ્વાશ્રયની છે ટેક' એવી તૂકો ગાતી થઈ ગઈ હતી.

હિંદમાં આવ્યા પછી ટૂંક વખતમાં શ્રી સુરેન્દ્રનાથ બંગાળાના ધારામંડળની ચૂંટણીમાં ઊભા રહ્યા, ને વિના વિરોધ ચૂંટાયા. અને તે પછી ૧૯૨૧ની ચોથી જાન્યુઆરીએ નવા સુધારા પ્રમાણેના બંધારણમાં બંગાળાના વૈદકખાતાના અને સ્થાનિક સ્વરાજ્યખાતાના પ્રધાન નિમાયા. એમની ઇચ્છા તો કેળવણી અને સ્થાનિક સ્વરાજ્યના પ્રધાન થવાની હતી. પણ સરકારે કરી રાખેલી વહેંચણી પ્રમાણે સ્થાનિક સ્વરાજ્યના ખાતા જોડે કેળવણી ખાતાનું જોડાણ અશક્ય હતું.

## ૨૦
## પ્રધાનપદનાં ત્રણ વર્ષ

શ્રી સુરેન્દ્રનાથ ત્રણ વર્ષ પ્રધાન રહ્યા. પ્રધાનપદનો સ્વીકાર એ એમને મન સિદ્ધાંતનો સવાલ હતો. એમને લાગતું હતું કે જીવનભર જે સત્તાની હિંદ અને હિંદીઓની સેવાર્થે પોતે માગણી કરી છે, અને જેને માટે પોતે પોતાની સર્વ શક્તિઓ ખર્ચી છે, એ દ્વિમુખી વહીવટના મર્યાદિત સ્વરૂપે પ્રાંતોમાં તો મળી જ છે. એટલે હવે આપણે પાછા ન હઠવું જોઈએ. અપાતી સત્તાનો અને એને અંગે આવતી જવાબદારીઓનો સ્વીકાર કરવો જોઈએ, અને પછી આગળ વધવાની તૈયારીઓ કરવી જોઈએ. પણ રાજકારણમાં ઘણી વાર બને છે એમ ઈ. સ. ૧૯૨૧માં આપણે ત્યાં જે રાજકીય જુસ્સાનો જન્મ થઈ

શ્રી સુરેન્દ્રનાથ શાહી ધારામંડળ સમક્ષ બોલેલા કે, 'બારિસાલમાં એક વખત મને એક મૅજિસ્ટ્રેટે રૂ ૪૦૦)નો દંડ કરેલો. એ મૅજિસ્ટ્રેટ અત્યારે આ હૉલમાં મારાથી બહુ દૂર નહીં એવે સ્થળે જ બેઠેલા છે પણ હાઈકોર્ટે એ હુકમ રદ કરેલો જો અપીલ કરવાનો મને હક ન હોત તો મારા પર અન્યાય થાત, અને એનો કોઈ ઉપાય રહેત નહીં' આ ઉલ્લેખ મિ એમર્સન વિષે જ હતો, અને આ શબ્દો બોલાતી વખતે એ વક્તાની પડખે બીજી જ ખુરશીમાં બેઠા હતા! જે સભ્યો આ ઉલ્લેખ સમજ્યા એ અંદરઅંદર મંદ મંદ હસવા લાગ્યા હતા જ્યારે સભા પૂરી થઈ ત્યારે શ્રી સુરેન્દ્રનાથ મિ એમર્સનની પાસે જઈ બોલ્યા કે, 'હું આશા રાખું છુ કે મેં તમને માઠુ નથી લગાડયું.' ત્યારે એમણે સભ્યતાથી જવાબ આપ્યો હતો કે કે 'ઊલટો હું મગરૂર છું' ત્યારથી એમર્સન શ્રી સુરેન્દ્રનાથના મિત્ર બની ગયા હતા ને પોતાના વહીવટ દરમિયાન જગા ખાલી પડતા, યોગ્યતાનો વિચાર કરી, એમણે એમને કલકત્તાના તથા હાવરાના ઇમ્પ્રૂવમેન્ટ ટ્રસ્ટના સભાપતિ બનાવ્યા હતા.

આ વખતના અસહકાર પ્રત્યેના શ્રી સુરેન્દ્રનાથના વલણમા કડવાશ ભરેલી છે આ પ્રચારયાત્રા દરમિયાન કરેલા એક ભાષણમાથી લીધેલો નીચેનો ઉતારો એમના કામનો, તેમ જ વક્ર અસહકારીઓ પ્રત્યેના વલણનો, એમ બંનેનો ખ્યાલ આપશે.

"ગગાસાગર મેળાના સંબંધમાં આપણે શુ જોઈએ છીએ? પેલે વર્ષે જ્યારે ગગાસાગર મેળામાં હજારો કરોડો માણસ એકઠા થયા હતા, ત્યારે કૉલેરાથી વીસેક મરણ થયાં હતા આ વર્ષે ફક્ત એક જ થયુ હતું અમે આપેલી દોરવણી અને પ્રેરણાને પરિણામે ચોવીસ પરગણાની જિલ્લાબોર્ડ કોઈ પણ જાતની મરકી થતી અટકાવી શકી હતી હવે આપણે રેલપીડિત વિસ્તાર તરફ વળીએ આપણે શુ જોઈએ છીએ? મારા મિત્ર રાજશાહી જિલ્લા બોર્ડના સભાપતિ મહાશય તથા બીજી સ્થાનિક સસ્થાઓ અમારા અમલદારોની પ્રેરણા નીચે રોગને ફાટી નીકળતાં અટકાવી શકયા હતા . . . બજિતપુર, મૈમનસિંગ અને બીજાં સ્થળોએ (પણ) અમે મરકી અટકાવી શકયા હતા.

જ્યારે પારણામા ઝૂલતા હતા, ત્યારનો હુ તો 'સ્વરાજિસ્ટ'* — સ્વરાજ્યવાળો છું સાંસ્થાનિક દરજ્જાની માગણી કરનાર હિંદી જાહેર પુરુષોમા હુ પ્રથમ હતો પણ અહીં, નવા કાયદા મુજબ સ્થાપેલી કલકત્તાની સુધરાઈના કામકાજમા સામ્રાજ્યના આ બીજા શહેરમા, આપણને સાચમાચ સ્વરાજ્ય મળેલુ છે કલકત્તાની સુધરાઈની આવક બગાળાના પ્રાતની આવકના પાચમા ભાગ જેટલી છે અને નવા કાયદા તળે એનો કાબૂ પ્રજાના પ્રતિનિધિઓના હાથમા જવાનો છે કર ભરનારાઓએ એના સભ્યોનો ⅘ ભાગ ચૂટવાનો છે, એટલે એમાં એમની સત્તા સર્વોપરી રહેશે એનો મુખ્ય કાર્યવાહક અમલદાર પણ સરકારની મજૂરીની અપેક્ષાએ એના સભ્યોએ જ ચૂટવાનો છે એ સુધરાઈના મેયર, જે એના સભાપતિ થશે, એ પણ ચૂટણીથી થશે કૉર્પોરેશનનુ બધારણ પણ મતાધિકાર વિસ્તૃત કરીને, 'પ્લુરલ વોટિંગ' અર્થાત્ અનેકમતપદ્ધતિ × રદ કરીને, અને મતદારોમા સ્ત્રીઓનો સમાવેશ કરીને પ્રજાકીય કરવામા આવ્યું છે"

આ કાયદામાં કોમી મતાધિકારની વાત, પ્રથમ તો, શ્રી સુરેન્દ્રનાથે નહોતી જ મૂકી એટલુ જ નહીં, આ વિષયનો લૉર્ડ સિંહાનો ખરડો, જેમાં એ વાત હતી, એ એમણે જાણી જોઈને અભરાઈ પર જ ચડાવી દીધો હતો એ કોમી મતાધિકારની પહેલેથી, મિન્ટોમોર્લી—સુધારામા એ પ્રથમ દાખલ કરાયો ત્યારથી જ વિરુદ્ધ હતા પણ એમનુ કાંઈ ચાલ્યું નહોતુ આથી છેવટે એમણે એને એમા હંગામી સ્થાન આપ્યુ હતુ જોકે પાછળથી [1] સ્વરાજ્યપક્ષે, જે હિંદુ મુસ્લિમ કરાર કર્યો, એથી આ અલગ મતાધિકાર બગાળાની એકસો બાસઠે બાસઠ સુધરાઈઓમા વિસ્તર્યો હતો[1]

---

* 'સ્વરાજિસ્ટો'નો એક પક્ષ હતો અસહકારી મહાસભામા એઓ ધારાસભાના બહિષ્કારના વિરોધી હતા 'હુ સ્વરાજ્યના મતનો છું' એમ કહેવા ઉપરાત આ શબ્દોમા તત્કાલીન સ્વરાજિસ્ટો, જે શ્રી સુરેન્દ્રનાથના ટીકાકારો હતા, એમને વિષે અહીં કટાક્ષનો ભાવ છે

× આ પદ્ધતિમા કેળવણી, દોલત ઇ૦ વિશેષતાને કારણે એક માણસને એક કરતા વધારે મત આપવાનો હક અપાય છે

આમ છતાં, જહાલ છાપાંઓ અસહકારની અસર નીચે એટલાં બધાં હતાં કે, એમણે આ કાયદાની કે એના પ્રસ્તાવકની પ્રશંસાનો એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહોતો. તે કોમી મતાધિકારની ટીકા કરવામાં જ પોતાનું બધું ધ્યાન રોકયું હતું.

આ કાયદો એ શ્રી સુરેન્દ્રનાથના જીવનભરના સ્વપ્નનું ફળ હતું. અને એમાં એમણે પોતે જીવનભર જે જે ઉપદેશો કરેલા તેનો સમાવેશ કરવામાં આવ્યો હતો.

આ કાયદો ૧૯૨૩ની ૭મી માર્ચે ધારામંડળમાં મંજૂર થયો હતો. એ દરમિયાન એમણે ધિ બેંગાલ મ્યુનિસિપલ ઍક્ટ નામના એક કાયદાનો ખરડો તૈયાર કર્યો હતો. ૧૯૨૩ની ૧૬મી ઑગસ્ટે એ ધારામંડળ સમક્ષ રજૂ થયો હતો. એ પણ સુધરાઈઓને વધુ ને વધુ પ્રમાણમાં પ્રજાના હાથમાં મૂકવા માટે જ હતો. ચૂંટાયેલા પ્રતિનિધિઓનું પ્રમાણ એમાં $\frac{2}{3}$ થી વધારીને $\frac{3}{4}$ અને કેટલાક દાખલામાં તો $\frac{4}{5}$ કરવામાં આવ્યું હતું. અને સરકાર–નિયુક્ત સભાપતિ અને કમિશનરોની પદ્ધતિ રદ કરીને ચૂંટાયેલા સભાપતિઓ અને કમિશનરો નીમવાનું ધોરણ દાખલ કરવામાં આવ્યું હતું. એક મુસલમાન ધારાસભ્યે વાંધો ઉઠાવ્યો હતો એમ, એમાં ક્યાંય કોમી મતાધિકારને સ્થાન આપવામાં આવ્યું નહોતું: આમ છતાં, વિરોધી છાપાંઓએ શ્રી સુરેન્દ્રનાથની કદર કરી નહોતી. ઊલટી પોતાની ટીકાઓ ઉક્ત સુધરાઈઓ પર રહેતા સરકારી અંકુશો પર કેન્દ્રિત કરી હતી. શ્રી સુરેન્દ્રનાથ એ અંકુશોના બચાવમાં લખે છે:

> "ઇંગ્લંડમાં આવી સ્થાનિક સંસ્થાઓ પર સરકારને કાયદાથી જે અંકુશો મળેલા છે, એના કરતાં મારા કાયદામાં મૂકેલા અંકુશો ઓછા કડક હતા. જોકે ઇંગ્લંડની પ્રજા આપણા કરતાં પ્રમાણમાં ઓછી વિવિધતાવાળી હોવાથી ત્યાંની સ્થાનિક તકરારો ઓછી ગૂંચવણીવાળી હોય છે. ઘણી વાર સ્થાનિક પક્ષો વચ્ચે સુધરાઈના વિસ્તારમાં મુશ્કેલ અને નાજુક પ્રશ્નો ઊભા થાય છે, અને એવે વખતે અલિપ્ત દૃષ્ટિબિંદુથી જોઈ શકે એવી ઉપરી સત્તાના અંકુશોની જરૂર રહે છે."

પોતાના હાથ તળેના ખાતાઓમાં યુરોપિયનોને બદલે હિંદીઓ નીમવા એ પ્રધાનપદ દરમિયાન એમની પ્રસિદ્ધ રાજનીતિ હતી અને એનો એમણે ખંતથી, અને યુક્તિથી અમલ કર્યો હતો નવો કાયદો થયો તે પહેલા ૧૯૨૧મા કલકત્તા કૉર્પોરેશનના કાયમી ગોરા સભાપતિ રજા પર ગયા, ત્યારે એમણે મિ જે એન ગુપ્તાને એ સ્થાન આપ્યુ હતુ મિ ગુપ્તા બર્દવાન વિભાગના કમિશનર હતા અને કમિશનર તરીકે યશસ્વી કારકિર્દીવાળા પુરુષ હતા આઈ. સી એસ પૈકી હિંદીને અગાઉ આ ઉચ્ચ પદ કદી અપાયુ ન હતું આ તો ઠીક, પણ મિ ગુપ્તાએ જ્યારે માદગીને કારણે રજા લીધી, ત્યારે ચાનુ ચીલો છોડીને શ્રી સુરેન્દ્રનાથે કૉર્પોરેશનના એક ચૂટાયેલા સભ્ય જે ધારામડળના પણ સભ્ય હતા—શ્રી સુરેન્દ્રનાથ મલ્લિક—એમને એ પદે બેસાડ્યા હતા

ઇન્ડિયન સિવિલ સર્વિસની જેમ ઇન્ડિયન મેડિકલ સર્વિસ પણ હિંદી સરકારમા એક સ્થાપિત હિત જેવી હતી કલકત્તાની મેડિકલ કૉલેજમા પ્રોફેસર પણ બધા ઇન્ડિયન મેડિકલ સર્વિસના જ માણસો હતા શ્રી સુરેન્દ્રનાથે સર્જન જનરલની ઉપરવટ થઈને, પણ પોતાની સલાહકાર જેવી સ્ટેન્ડિંગ કમિટીની સાથે મળીને ઠરાવ્યુ કે મેડિકલ કૉલેજમાની ઉપર્યુક્ત નોમ્રશાહી માટે અનામત રખાયેલી જગાઓ ઓછી કરવી, અને એને સ્વતંત્ર ધધો કરતા નિષ્ણાત હિંદી ડૉક્ટરોથી પૂરવી અને તદનુસાર, એમણે સર કૈલાસચદ્ર બોઝની અને મેજર હુસૈન સુહરાવર્દીની મેડિકલ કૉલેજ હૉસ્પિટલમાં અનુક્રમે ઑનરરી ફિઝિશિયન અને ઑનરરી સર્જન તરીકે નિમણૂક કરી આની વધારે વિગતો આપવી અત્રે બિનજરૂરી છે, પણ શ્રી સુરેન્દ્રનાથ લખે છે કે એક આગેવાન અંગ્રેજી વર્તમાનપત્રે આ અરસામાં લખેલુ કે "હિંદ હિંદીઓ માટે છે, એ પોતાના આદર્શનો અમલ કરવા સર સુરેન્દ્રનાથ બૅનરજી પોતાનાથી બનતું વધારમા વધાર કરવા ઇચ્છે છે, એ સ્પષ્ટ છે"

બીજી એક લડત એમણે પ્રધાન તરીકે ઉપાડી, એ બગાળામાં થતી ઇન્ડિયન મેડિકલ સર્વિસના અમલદારોની નિમણૂક બાબત હતી અદ્યાપિ આ અમલદારોનુ ખર્ચ બગાળાની સરકાર આપતી, પણ નિમણૂકો હિંદી સરકાર કરતી. શ્રી સુરેન્દ્રનાથે એવો દાવો કર્યો કે હવેથી આ નિમણૂકો હિંદી

સરકારની સલાહ લઈને મારી મારફત થવી જોઈએ, પરંતુ આ માસ ખાતાનો પ્રશ્ન છે છેવટે એવો વહીવટ પાડવામાં આવ્યો, જેકે સિદ્ધાંત ન સ્વીકારાયો.

અદ્યાપિ બંગાળામાં આર્ટ્સ કૉલેજો પૂરતી—કદાચ જોઈએ એના કરતાં વધારે સ્થપાઈ ચૂકી હતી રિપન કૉલેજ તો શ્રી સુરેન્દ્રનાથે પોતે સ્થાપી હતી પ્રધાન થયા પછી એમણે મેડિકલ સ્કૂલોની સ્થાપનાની પ્રવૃત્તિને વેગ આપ્યો મૈમનસિંગની મેડિકલ સ્કૂલનો પાયો એમના પોતાના હાથે નંખાયો હતો અને એમની મહેનતથી સરકારે ચિતાગૉંગ, બેહરામપુર અને જલપૈગુરીમાં બીજી એવી સ્કૂલો સ્થાપવાનું વચન આપ્યું હતું ખિતાબોના ત્યાગની અસહકારની હિલચાલ એમના પ્રધાનપદ દરમિયાન જોરમા હતી પરંતુ એમને લાગેલું કે ખિતાબો હજી લોકોને ગમે છે, અને એનો ઉપયોગ ધનવાનો પાસે શાળા કૉલેજો અને દવાખાનાં જેવા જાહેરહિતનાં કામો માટે દાનો કઢાવવામા થઈ શકે છે, અને એ ખોટુ નથી

પ્રધાન તરીકે પ્રજાના હિતના બીજા નાનાંમોટાં અનેક કામ એમણે કર્યાં છે! ખરી રીતે આવો મોટો માણસ, અને નિષ્કપટ સ્વદેશપ્રેમી પ્રજાની બહુમતીની વિરુદ્ધ જઈને પ્રધાન થાય તો સેવાબુદ્ધિથી જ થાય, ને સ્વાભાવિક રીતે જ આવાં અનેક કાર્ય કરે, પણ એ બધા અત્રે ગણાવવાં નથી શક્ય કે નથી જરૂરી ૧૯૨૨ના ઑક્ટોબરમા જ્યારે ઉત્તર બંગાળા રેલસંકટમા સપડાયું ત્યારે પોતાના ખાતાની બહારનો વિષય હોવા છતાં, એ જાનના જોખમે, પહોંચી ગયા, એની વાત એમનાં પોતાનાં સંસ્મરણોમાંથી કહીને સમાપ્ત કરીએ. એઓ લખે છે

"સરકારનો મુકામ એ વખતે દાર્જિલિંગમા હતો અને સરકારના સભ્ય તરીકે હુ એ વખતે ત્યાં હતો કલકત્તા મ્યુનિસિપલ બિલ વિચારવા ચૂંટાયેલી સમિતિની (સિલેક્ટ કમિટીની) બેઠક ત્યાં બોલાવવામાં આવી હતી. કેટલાક મિત્રો જે દાર્જિલિંગ આવ્યા હતા એમણે રેલરસ્તે પસાર થતાં થતાં જે ભયંકર સંકટ આવી પડ્યું હતું, એ નજરે નિહાળ્યું હતું એમણે મને દાબીને કહ્યુ કે તમારે એ વિસ્તારની મુલાકાત લેવી જોઈએ અહીં મારી સામે આવીને ઊભેલી ફરજ એ હતી

કે . . . એ મારા ખાતાની હકૂમત બહારનો વિષય હતો. પણ મને એ વિસ્તારની મુલાકાત લેવાની પ્રબળતમ ઇચ્છા થઈ. મને થયું કે મારાથી કાંઈ પણ થઈ શકે તો મારે ત્યાં જઈને જોવું જોઈએ. હું ચોકસાઈ કરી શક્યો ત્યાં સુધી એ વિભાગની વૈદકીય આવશ્યકતાઓ ક્યારની પૂરી પાડવામાં આવી હતી. પણ મને લાગ્યું કે મારી હાજરીથી અમારાં માણસોને પ્રોત્સાહન મળશે, અને મને ઉપયોગી હકીકતો મળશે. એથી જવાનો નિશ્ચય થયેથી મેં ગવર્નર સાહેબની પરવાનગી માગી જે સત્વર આપવામાં આવી.

"બીજે દિવસે હું નીકળ્યો. મારી જોડે ત્રણ મિત્રો હતા. એ ત્રણે ધારાસભાના સભાસદો હતા. અમે બળતા સૂરજ તળે ૨૦ માઈલ ઠેલામાં (ટ્રૉલીમાં) ગયા. કારણ રેલવેના પાટાની બંને બાજુઓ પાણીમાં ડૂબી ગઈ હતી. અને એમાં અહીંતહીં ઢોરનાં મડદાં તરતાં હતાં. એ રેલગ્રસ્ત વિસ્તારનો દેખાવ આનંદવિહીન અને દુ:ખકારક હતો. મૅજિસ્ટ્રેટ મિ. રીડ મારી જોડે આવવા જેટલો ભલો હતો. જે માહિતી મેં માગી તે એણે આપી.

"બીજે દિવસે હું દાર્જિલિંગ પાછો ગયો. અને કલકત્તા મ્યુનિસિપલ બિલ વિચારવા ચૂંટાયેલી સમિતિની સભામાં સત્વર હાજર થયો."

આ મુસાફરીનો શ્રમ એ ૭૪ વર્ષની ઉંમરે ન સહી શક્યા: એમને મૂંઝારો થયો. અને એ સખ્ત બીમારીથી બિછાને પડ્યા. સર નીલરતન સરકાર વગેરે સારામાં સારા ડૉક્ટરોની સારવારથી, અને ખાસ કરીને એમનું મજબૂત શરીર મદદે ધાવાથી, એ સાજા થયા; પણ છાપાંઓએ આ વખતે પણ, વગર સમજ્યે, એમના પર પસતાળ પાડી. અગાઉ ચંદપુરમાં, આસામથી હડતાલ પાડીને આવેલા મજૂરોને લીધે, ગંભીર પરિસ્થિતિ ઊભી થઈ હતી ત્યારે ખરી હકીકત બહાર પાડવામાં આવી કે, સુરેન્દ્રનાથે નવ ડૉકટરો ને રૂ. ૬૦૦૦) એ મજૂરોની સેવાર્થે મોકલ્યા છે; ત્યારે જેમ ટીકાકારો લાજવાબ થયા હતા, એમ જ આ વખતે પણ થયું હતું. જોકે રાજકીય વિરોધીઓએ તો એનો પૂરો લાભ લીધો જ હતો!

## ૨૧

# અવસાન

૧૯૨૩ના ડિસેમ્બરમાં ધારાસભાઓની ફરી ચૂંટણી થઈ, ત્યારે સર સુરેન્દ્રનાથ ઉમેદવાર તરીકે પુનઃ ઊભા થયા હતા. અને પોતાના એક વખતના શિષ્ય શ્રી ચિત્તરંજન દાસ, જેમણે સ્વરાજ્યપક્ષના નેતા તરીકે ધારાસભાઓનો કબજો મેળવવાની જબરદસ્ત હિલચાલ ઉપાડી હતી, એમને જ હાથે સખત હાર ખાધી હતી!

આ ચૂંટણીમાં એમની સામે આક્ષેપોનો જે વંટોળ ઊભો કરવામાં આવ્યો હતો, એનો ટૂંકો ખ્યાલ શ્રી દાસના ચરિત્રકાર અને શ્રી સુરેન્દ્રનાથના જ 'બંગાલી'ના એક વખતના સંપાદક શ્રી પૃથ્વીશચંદ્ર રાયના નીચેના શબ્દોમાંથી મળી રહે છે:

> "પ્રધાન તરીકેનાં વર્ષોમાં સર સુરેન્દ્રનાથ બૅનરજીએ પોતાના પૂર્વતર જાહેર જીવનના પ્રિયતમ સિદ્ધાંતો છોડી દીધા હતા, અને એક વખત જે નોકરશાહીના એ મોટામાં મોટા દુશ્મન અને કડકમાં કડક ટીકાકાર હતા, એને લગભગ એક સરખી રીતે એમણે ટેકો આપ્યો હતો. . . . આ ત્રણ વર્ષો દરમિયાન સત્તાના કેફી ધુમાડાએ અગાઉના આ પ્રજાના આગેવાનનું સપૂર્ણ પતન કર્યું હતું. હોદ્દાની મોહિનીથી ઘેરાઈને એમણે ગોરા રાજ્યકર્તાઓને લોકમતની સર્વત્ર અવગણના કરવામાં, અને કટોકટીના પ્રશ્નો પર લોકોની ઇચ્છા અને અભિલાષાને દબાવી દેવામાં, મદદ કરી હતી. આ સમય દરમિયાન સર સુરેન્દ્રનાથ બૅનરજીએ બંગાળામાં પ્રધાનોના પગારમાં કાપ મૂકવાની વાતનો મજબૂત વિરોધ કર્યો હતો. જોકે એ મુદ્દો એવો હતો કે જેને વિષે હિંદી લોકમત ઘણો તીવ્ર હતો. ધારાસભામાં જ્યારે જ્યારે મત માટે અગત્યના તડા પડ્યા હતા, ત્યારે ત્યારે એ વિવેક વગર મત મેળવવા સરકાર પક્ષે જ ઊભા રહ્યા હતા. ૧૯૨૨ના સપ્ટેમ્બરમાં, જે અપૂર્વ રેલસંકટ ઉત્તર બંગાળાને ઘેરી વળ્યું, એની એમણે નિષ્ઠુર ઉપેક્ષા કરી હતી. કર ભરનારાનાં

નાણાંથી ચલાવાતા જાહેર દવાખાનાઓમાં બહારના દર્દી તરીકે જનાર ગરીબ દર્દીઓ પાસેથી એમણે ફી લેવાનું ઠોકી બેસાડયું હતું! સૌથી ખરાબ તો, એમણે પોતાનો હોદ્દો જાળવવા ખાતર, ૧૯૨૩ના કલકત્તા મ્યુનિસિપલ ઍક્ટમાં કોમી મતાધિકારની અનધિકૃત યોજનાનો સમાવેશ કરીને દેશપ્રેમીને અત્યંત અજુગતું એવું વર્તન કર્યું હતું "

આ આક્ષેપોમાના મહત્ત્વના આક્ષેપો બાબતનો શ્રી સુરેન્દ્રનાથનો બચાવ અગાઉનાં પાનામાં આવી ગયો છે, એટલે અહીં તે ફરી રજૂ કરવાની જરૂર નથી પરતુ આટલાં વર્ષ પછી નિષ્પક્ષપણે બંને વિચારી જોતાં એટલુ સ્પષ્ટ છે કે શ્રી સુરેન્દ્રનાથે પ્રધાનપદુ સ્વીકાર્યું, અને ફરી સ્વીકારવા તૈયાર હતા, તેનુ કારણ હોદ્દાની મોહિની કે દેશદ્રોહી થવાની કોઈ નવી વૃત્તિ નહીં, પણ પોતાનાં રૂઢ મંતવ્યો પ્રત્યેની દૃઢ વફાદારી જ હતુ સાચા નેતાઓનો સ્વભાવ પ્રજાથી દોરાવાનો નહીં, પણ પ્રજાને દોરવાનો જ હોય છે એટલે જ્યાર કોઈ નેતા પ્રજાના મોટા ભાગના મંતવ્યોથી જુદા પડે છે, ત્યારે જનતાને એ જક્કી જણાય છે, અને વિરુદ્ધ જાય છે ત્યાર દ્રોહી જણાય છે રાજ કારણી નેતાગીરી વિષે આ સવિશેષપણે સાચુ છે કારણ રાજકારણી મતવ્યોમા જેટલા અવનવા અને ઝડપી ફેરફારો થાય છે, થઈ શકે છે, ને કરવા પણ પડે છે, એટલા બીજા કોઈ પણ ક્ષેત્રમા ભાગ્યે જ થાય છે यद्यपि सत्यम् लोकविरुद्धम् नाकरणीयम् नाचरणीयम् એ શિખામણ પણ એથી જ, જ્ઞાતિકારણને બાદ કરતા, રાજકારણમા જેટલી અપાય છે એટલી ભાગ્યે જ બીજા કોઈ ક્ષેત્રમા અપાય છે! એમ છતાં, કોઈ પીઢ આગેવાન સામાન્ય સુકાનીની જેમ હવા બદલાય એમ સુકાન બદલવાને બદલે પોતાની ઉચ્ચતર ભાવનાઓથી દોરવાઈને લોકમતને અવગણે, ત્યારે વિચારકો તો એના એ કાર્યમા એકલ વા સાહસી છતા ભવ્ય નેતાગીરી જ જુએ છે શ્રી સુરેન્દ્રનાથની પોતાના મતવ્યો પ્રત્યેની વફાદારી આ દૃષ્ટિએ જોતા આજે પણ ભવ્ય લાગે એવી છે બહુમતીને ઝેલે તો સૌ કોઈ ઝૂલી શકે છે, ઊગતા સૂર્યને તો સૌ કોઈ પૂજે છે, પણ લઘુમતીમા હોવાથી પોતાનાં મતવ્યોથી ન ડગવા માટે ઊંચી કક્ષાની નૈતિક હિંમત જોઈએ છે એ સાસ્થાનિક સ્વરાજ્યના લડવૈયા હતા.

એના પ્રથમ પગથિયા તરીકે એ જીવનભર અને અવિરતપણે સરકારી ઉચ્ચ નોકરીઓના હિંદીકરણ માટે, સ્થાનિક સ્વરાજ્ય તથા પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ ને પ્રજાકીય વિકાસ માટે, ઝૂઝ્યા છે મૉન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારાએ એમના આદર્શો બંધારણીય માર્ગે પૂરા કરવાની તક આપી છે એમ એમને લાગ્યુ, એટલે એમણે એ સ્વીકાર્યા. એ સુધારા પૂરતા નથી, એ તો એ પણ માનતા હતા પણ એમાં ક્રમિક વિકાસની જે ખાતરી હતી એને એ સાચી માનતા હતા, અને મળ્યુ તે પચાવી લઈને હિંદીઓની શક્તિ પુરવાર કરવા માગતા હતા આ સુધારા બાબત એઓ લખે છે'

"૧૯૧૯ના હિંદી સરકારના ધારાના ઉપોદ્ઘાતમા યોજેલું છે કે જવાબદાર સરકાર એ બ્રિટિશ રાજ્યના હેતુ અને ધ્યેય છે, અને એ ક્રમેક્રમે પ્રગતિ કરીને સિદ્ધ કરવાનાં છે ૧૯૨૯ પછી પાર્લમેન્ટના કમિશન દ્વારા બંધારણમાં શા શા વિશેષ ફેરફાર જરૂરી છે, એની તપાસ કરાવવાનું અને સૂચના કરવાનું, એ કાયદામાં યોજેલું પણ છે .

"અમે દ્વિમુખી વહીવટને ટેકો આપીએ છીએ એ એટલા માટે નહીં કે એ આદર્શ છે, પણ એટલા માટે કે ૧૯૧૭ની ૨૦મી ઑગસ્ટના સંદેશાને અમલમા મૂકવાની એ એકમાત્ર વ્યવહારુ યોજના છે .

"હુ એમ નથી કહી શકતો કે એ બંગાળામા નિષ્ફળ ગઈ છે આર્થિક ભીડ સહન કરવાની ન હોત, અને નાણાખાતાની ઓરમાન-માની રીતોનો બોજો અમારે માથે ન હોત • તો એ વધારે સફળ થાત મારા હાથ નીચેના ખાતાની કેટલીક લોકકલ્યાણની પ્રવૃત્તિઓ પર કાપ મૂકનાર 'મેસ્ટનનો ચુકાદો' અને નાણાખાતુ છે જે નાણાકીય વિચારણાઓની વાત આમાં સમાયેલી છે, એની ચર્ચામાં ઊતરવાનું આ સ્થાન નથી પણ મેસ્ટનના ચુકાદાએ પહેલા બંગાળને મળતો એ આવકવેરાનો અડધો ભાગ પડાવી લઈને, અને કતાણવેરો જે બંગાળાનો વિશિષ્ટ વેરો છે એના ઉત્પન્નને શાહી સરકારની તિજોરીમા મોકલવાનું ઠરાવીને, બંગાળાને ગંભીર અન્યાય કર્યો છે અમારી પાસે જે વધારે

> નાણા હોત, ને આરોગ્ય, કેળવણી ને ઉદ્યોગો જેવાં રાષ્ટ્રપોષક ખાતાઓમા અમે એ ઉદારતાથી વહેંચી શકતા હોત, તો બંગાળામા સુધારા નિષ્ફળ ગયા છે એવો પોકાર ઉઠાવવો મુશ્કેલ થઈ પડત ..

પ્રધાનોના પગારકાપની પ્રજાકીય દરખાસ્તની સર સુરેન્દ્રનાથ વિરુદ્ધ હતા, એનું કારણ મુખ્યત્વે એ હતુ કે એ દરખાસ્ત ફક્ત પ્રજાકીય પ્રધાનોના પગારોને જ સ્પર્શી શકતી હતી, અને ૧૯૧૮–૧૯ સુધી તો હિંદી મહાસભા પણ એવા જ ઠરાવો કરતી હતી કે, સરકારના કાર્યવાહક મડળના સભાસદોનો દરજ્જો અને પગાર જે હોય તે જ દરજ્જો અને પગાર પ્રધાનોનો હોવો જોઈએ! ૧૯૧૮મા કલકત્તા ખાતે ભરાયેલી મહાસભાની ખાસ બેઠકમા પં મદનમોહન માલવિયાએ એ જ ઠરાવ મૂક્યો હતો અને લોકમાન્ય તિલક અને પં મોતીલાલ નેહરુ વગેરેએ એને ટકો આપ્યો હતો એ જ વર્ષમા મુબઈ ખાતે ભરાયેલી મિતવાદી પક્ષની અને મુસ્લિમ લીગની બેઠકમા પણ, એવા જ ઠરાવો થયા હતા સામાન્ય રીતે શ્રી સુરેન્દ્રનાથ જાહેર નાણાનો કરકસરથી વહીવટ કરવાની, અને મોટા પગારોમાં ઘટાડો કરવાની વાત કરતા એથી જહાલ વર્તમાનોએ એવી ટીકા કરવા માડી કે 'હવે એ પોતાનો મોટો પગાર ઘટાડવાની કેમ વાત કરતા નથી? શુ આ બાબતમા પોતાના જીવનસિદ્ધાંતો ધોળી પીવાના છે!' આનો જવાબ આપતા એઓ લખે છે

> "એઓ ભૂલી જાય છે કે આ એક બાબતમાં, પ્રધાનોના પગારની બાબતમાં, મેં અપવાદ રાખેલો છે પાર્લમેન્ટની સયુક્ત સમિતિ સમક્ષ આ મુદ્દા પર આપેલી મારી સાક્ષી મને ઉતારવા દો સવાલ અને જવાબ આ રહ્યા
>
> 'સવાલ — તમે જો દ્વૈતયુક્ત સરકાર સિદ્ધાંતદૃષ્ટિએ સ્વીકાર્ય ગણતા હો, તો વિગતના એવા કોઈ મુદ્દા છે કે જેની સુધારણા કરવાની તમને જરૂર લાગે છે? એમ હોય, તો એ મુદ્દાઓ શા છે, અને એમાં તમે શા સુધારા સૂચવો છો?'
>
> 'જવાબ—હુ એ જરૂરી માનું છુ કે (૧) નાણાભંડોળ (પ્રજાકીય અને સરકારી ખાતાંઓ બંનેનું) સહિયારુ હોવું જોઈએ, અને સરકારના બંને વિભાગોએ અંદાજપત્ર તૈયાર કરતા પહેલાં

એની સંયુક્તપણે વિચારણા કરવી જોઈએ; (૨) ધારામંડળના અંદાજ-પત્રને લગતા ઠરાવો, પછી તે (સરકારના હાથમાંના) અનામત વિષયોને લગતા હોય કે (પ્રજાને) સોંપાયેલા વિષયોને લગતાં હોય,—સંયુક્ત રિપોર્ટમાં યોજ્યા પ્રમાણે પ્રમાણિત (સર્ટિફાય) કરવાની સત્તા સાથે કારોબારી માટે બંધનકર્તા હોવા જોઈએ, (૩) કારોબારી ફક્ત બે સભ્યોની બનેલી હોવી જોઈએ, જેમાંનો એક હિંદી હોવો જોઈએ; (૪) કારોબારીના સભ્યોનો પગાર, દરજ્જો વગેરે જે હોય તે જ પગાર, દરજ્જો વગેરે પ્રધાનોનો હોવો જોઈએ; (૫) સંયુક્ત રિપોર્ટમાં સૂચવ્યું છે એમ અનામત અને સોંપાયેલા બંને પ્રકારના ખાતાંઓને (મદદ કરવા) ખડી સમિતિઓ હોવી જોઈએ, અને મદદનીશ મંત્રીઓ હોવા જોઈએ, (૬) અને પ્રાંતના કામને અંગેના વેરા નાખવાનું કામ સોંપાયેલો વિષય હોવો જોઈએ કર નાખવાની કોઈ પણ દરખાસ્ત પ્રધાનાની સંમતિ વગર ધારાસભામાં લાવવી જોઈએ નહીં . ."

એઓ આગળ લખે છે

"૧૯૧૮ અને ૧૯૧૯નો સયુક્ત હિંદનો અભિપ્રાય ૧૯૨૧માં શા માટે બાજુએ મૂક્યો એને માટે દલીલનો સૂક્ષ્મતમ ઓછાયો સરખો એઓ આપતા નથી પક્ષભાવ આ બધાના મૂળમાં રહેલો છે અંગત લાગણી અને સુધારાને તોડવાની લળકતી ઇચ્છાથી એને પુષ્ટ કરવામા આવ્યો છે"

ધારામંડળની ચૂંટણીમાં પરાજય મળ્યા પછી થોડો સમય એમણે રાજકારણમાંથી વા જાહેરજીવનમાંથી નિવૃત્તિમાં ગાળ્યો લાગે છે આ અરસા દરમિયાન પોતાના સંસ્મરણો લખવાનું કામ, જે એમણે ૧૯૧૫ની ૩૧મી મેને રોજ શરૂ કર્યું હતું, અને ૧૯૨૧માં પ્રધાનપદ સ્વીકાર્યું ત્યારથી એમને મુલતવી રાખવું પડયુ હતું, તે એમણે ફરી ચાલુ કર્યું હતું, અને પૂરુ કર્યું હતું અને ૧૯૨૫ના એપ્રિલની ૧૫મીથી પુનઃ 'બંગાળી' પત્રનું સંપાદન હાથમા લીધુ હતું એ વખતે એમણે જે નોંધ લખી છે એ વાંચતાં કોઈને એમ નહીં લાગે કે, આ માણસ હારેલો કે થાકેલો છે કે વૃદ્ધ છે! જુવાનના જેવા જ જોશ અને આત્મશ્રદ્ધાથી એમણે મિતવાદીઓને

પોતાના સિદ્ધાંતોના ઝડા તળે એકત્ર થવા હાકલ કરી હતી મે મહિનામા બંગાળાની પોતાની સેવાયાત્રા દરમિયાન પૂ ગાંધીજીએ સાંભળ્યું કે એમની તબિયત સારી રહેતી નથી, ત્યારે એ એમને બરાકપુર ખાતેના એમના બગલે મળવા ગયા હતા ગાંધીજીએ પોતે ૧૭મી મેના 'નવજીવન'મા આ મુલાકાત વિષે લખ્યું છે કે "મને લાગેલુ કે હુ તેમને ખાટલે સૂતેલા જોઈશ, પણ તેઓ તો પુસ્તકોથી લદાયેલા પોતાના ટેબલની સામે લખવાની ખુરશીમાં બેઠા હતા મને જોઈ ઊભા થયા, ને બહુ પ્રેમપૂર્વક મને બાથમા લઈ ભેટયા તેમનુ શરીર પાતળું તો થયુ છે, પણ તેઓ ટટ્ટાર ઊભા રહ્યા હતા તેમના અવાજમાં નબળાઈ નહોતી તેમની ઉંમર ૭૭ વર્ષની છે, છતાં, ૧૭ વર્ષના જુવાનની જેમ એ દરેક વાત રસપૂર્વક કરતા હતા!"

આ મુલાકાત દરમિયાન જ્યારે એમણે ૯૧ વર્ષ જીવવાની પોતાની અભિલાષા છે એમ કહ્યુ, ત્યાર ગાંધીજીએ કહ્યુ 'માલવીજીની જેમ આપ સો વર્ષ કાં ન આંકો?' ત્યારે એમણે એમ કહ્યુ હતુ કે 'મને લાગતુ નથી કે ત્યા લગી હુ કામ કરવાને લાયક રહુ, અને અશક્ત થયા પછી જીવવાની મને ઇચ્છા નથી'

પણ ૯૧ વર્ષ જીવવાની અને ત્યાં સુધી કામ કરવાની એમની ઈચ્છા પ્રભુએ પૂરી ન કરી ને એ જ વર્ષમા અણધારી ટૂકી માદગીમા છઠ્ઠી ઑગસ્ટને રોજ એમના બરાકપુરના નિવાસસ્થાને એ દેવલોક પામ્યા

પોતાના દીર્ઘાયુષ વિષે, અને આટલી વૃદ્ધવયે પણ પોતાની સર્વ શક્તિઓ સતેજ રાખવામા એમને કેવી રીતે સફળતા મળી એ વિષે, એ લખે છે

> "જીવનમા આરોગ્ય સાચવવું, એ આપણી પ્રથમ અને સૌથી આગળપડતી ફરજ છે, બીજું બધું એના પર આધાર રાખે છે, એ સિદ્ધાતને અનુસરવાનો મેં પ્રયત્ન કર્યો છે સચાને ચાલુ અને કાર્યક્ષમતાની ઊંચી કક્ષા ધરાવતો રાખવો જોઈએ પોતાનું કામ તો જ એ બરાબર કરી શકે આપણા ગેપ્પમા શ્રેષ્ઠ માણસો થોડા અપવાદ સિવાય લગભગ બધા જ વહેલા ઊઠયા છે ... પોતાની પરિપક્વ તુલનાશક્તિ અને અનુભવથી તેઓ જો પોતાના દેશજનોને દોરવા વધારે જીવ્યા હોત, તો કેટલો બધો લાભ થાત!

"મારે મન આરોગ્યની પ્રથમ અને આવશ્યક શરત નિયત સમયે નિયમિત કસરત કરવી એ છે એનું પ્રમાણ મધ્યમ હોવું જોઈએ, અને આનંદનો જોશ અનુભવાય કે તરત એ બંધ કરવી જોઈએ. અતિશયતાથી દૂર રહેવું જોઈએ અતિશયતાથી નુકસાન જ થવાનું નિયમિત કસરતના પરિણામે માંસપિંડોની, જે સમતોલતા કુદરત અનુભવે છે, એનો પ્રત્યુત્તર આપવાની શરીરનું તંત્ર ટેવ પાડી દે છે જીવનભર, અને અત્યારે પણ, હુ સવારમાં ખાલી પેટે અડધો કલાક કસરત કરું છુ; અને બપોર પછીની ચા પછી ૪૦ મિનિટ કસરતમાં જાઉ છુ . જાહેર રોકાણને લીધે બપોર પછીની કસરત મારે કેટલીકે વાર છોડી દેવી પડે છે, પણ હું આ કસરત જમતા પહેલાં કરી લેવાનું ચૂકતો જ નથી. મારા મત પ્રમાણે ચાલવુ એ કસરતનો એક સારામા સારો પ્રકાર છે એમાં પહેલાં ડમ્બેલ્સ અને મગદળનો ઉમેરો કરી લેતો . .

"વ્યવસ્થિત અને નિયમિત જીવનની ટેવ એ લગભગ એટલી જ આવશ્યક છે આપણા દેશજનો એની અગત્ય હમેશા નથી સમજતા, એમ કહેતાં મને ખેદ થાય છે ખાવાનો અને સૂવાનો એમનો સમય હમેશા નક્કી કરેલો હોતો નથી એઓ ભાગ્યે જ સ્વીકાર છે કે શરીર એ એક સંચો છે કે, જે વ્યવસ્થિત ચોકસાઈથી કામ કર છે, અને જેની જરૂરિયાતો સંભાળપૂર્વક પૂરી પાડવી જોઈએ જેમ બને એમ સાંજની જાહેર વિધિઓથી અને સાજનાં જમણોથી' દૂર રહેવુ, એ જીવનભરનુ મારુ એક ધ્યેય રહ્યુ છે વહેલું સૂવું 'ને વહેલા ઊઠવું, એ ડહાપણભર્યો આચાર છે મેં એ ટોડની 'સ્ટુડન્ટસ ગાઈડ'માં વાચેલો એનો એકધારો અમલ કરવાનો મેં પ્રયત્ન કર્યો છે સરકારના સભાસદ તરીકે જ્યારે મારે રાજ્યના કાર્યપ્રસગો કે વિધિ ઓમા હાજર રહેવાનુ થતું, ત્યારે પણ હુ જેમ બને એમ જલદી ભાગી જવા પ્રયત્ન કરતો એક પ્રસંગે લંડનમા, જ્યારે લૉર્ડ સ્ટેકોનાએ છાપાનાં પ્રતિનિધિઓને (જેમાનો એક હુ હતો) ખાણુ આપ્યું, ત્યારે ખાણુ પૂરુ થયું અને ટોસ્ટની શરૂઆત થઈ કે તરત હુ ચૂપચાપ સરકી ગયો હતો મારા સદ્ભાગ્યે જ્યા હુ બેઠો હતો, ત્યાં તેની પાસે જ,

તાજી હવા આવવા દેવા માટે એક બારણું ઉઘાડું રખાયું હતું ખાણા પહેલાં મેં એ ધ્યાનમા રાખ્યુ હતું, અને એ પૂરુ થયુ કે તરત હુ ઝડપથી ચૂપચાપ બહાર નીકળી ગયો હતો મને કોઈએ એ વખત જતો જોયો હશે કે કેમ, એનો મને ખ્યાલ નથી પણ ૧૧ વાગ્યા ત્યાર સુધીમાં હુ સુખપૂર્વક પથારીમા પેસી ગયો હતો

"વહેલા સૂઈ જવાની મારી નક્કટ આદતનો એક બીજો દાખલો આપુ એ ૧૮૯૭ની વાત છે, જ્યારે શ્રી ગોખલે અને હુ વેલ્બી કમિશન સમક્ષ સાક્ષી આપવા લડનમાં હતા સર હેન્રી ઇર્વિંગ નેપોલિયનનો પાઠ કેવો ભજવે છે, એ એઓ મને દેખાડવા માગતા હતા મેં કહ્યુ કે, જો મને ખરે જ લઈ જવો હોય તો તમારે મને પથારીમાથી ખેંચી કાઢવો જોઈશે, અને ૧૧ વાગ્યા પહેલા મને ઘેર પાછો ફરવા દેવો પડશે એમણે એ કબૂલ કર્યું હુ સૂઈ ગયો, ને ૯ વાગ્યે મારા બારણા પર મેં ટકોરો સાભળ્યો નવને ટકોરે ગોખલે આવીને ઊભા રહ્યા હવે મારો છૂટકો નહોતો મારે ઊઠીને તૈયાર થઈ જવુ પડ્યુ એ મને પોતાની સાથે થિયેટરમા લઈ ગયા, ને મારી સાથે બેઠા મને એ રસપૂર્વક નિહાળી રહ્યા હતા મારે માટે એ વત્તેઓછે અંશે નવીન અનુભવ હતો મારા જેવો અક્કડ ડેકાણો ચોખલિયો જે થિયેટરોથી દૂર રહેતો, એને અગ્રેજોના મોટામા મોટા જીવત નટની કેવી મોહિની લાગી છે, એ નિહાળવાનો એમનો પણ એક રીતે આ નવીન જ અનુભવ હતો સર હેન્રી ઇર્વિંગ, જે હુ ધારુ છુ છ ફૂટ કરતા વધારે ઊંચા કદનો માણસ હતો, એ પાંચ ફૂટને ચાર ઇંચથી વધારે નહીં એવી ઊંચાઈવાળા નેપોલિયનનુ કદ શી રીતે ધારણ કરી શકતો, એ હુ કદી સમજી શકયો નથી એ ગમે તેમ હોય ગોખલે મને લગભગ ૧૧ વાગ્યા સુધીમાં મારી ઓરડીએ લઈ આવ્યા

"રાતે વહેલા સૂવાનો મારા જીવનમાં મેં એકધારો અભ્યાસ રાખ્યો છે અને જે સારી તદુરસ્તી ભોગવું છુ એ એને આભારી છે, એમ મોટે ભાગે હુ માનુ છુ વહેલા ઊઠવા (ના ફાયદા) વિષે મારી એટલી ખાતરી નથી હુ હમેશાં મોડો ઊઠનારો માણસ છુ

# સર સુરેન્દ્રનાથના જીવનની સાલવારી

ઈ. સ.

૧૮૪૮ જન્મ

૧૮૫૫ અંગ્રેજી નિશાળે

૧૮૬૩ મૅટ્રિક

૧૮૬૮ બી. એ., આઈ. સી. એસ. થવા ઇંગ્લંડ

૧૮૭૧ આઈ. સી. એસ.

૧૮૭૪ બરતરફ. ઈંગ્લંડ ગયા.

૧૮૭૫ બૅરિસ્ટરીમાંથી બાકાત

૧૮૭૬ અધ્યાપક થયા
ઇન્ડિયન ઍસોસિયેશનની સ્થાપના
કલકત્તા કૉર્પોરેશનમાં ચૂંટાયા

૧૮૭૭ ઉત્તર હિંદની પ્રચારયાત્રા

૧૮૭૮ મુંબઈની પ્રચારયાત્રા

૧૮૭૯ 'બંગાળી'ની ખરીદી

૧૮૮૦ ફ્રી ચર્ચ કૉલેજમાં પ્રોફેસર

૧૮૮૨ હાઈસ્કૂલ લીધી

૧૮૮૩ કારાવાસ. પ્રથમ રાષ્ટ્રીય પરિષદ

૧૮૮૪ ઉત્તર હિંદની પ્રચારયાત્રા

૧૮૮૫ બીજી રાષ્ટ્રીય પરિષદ

૧૮૮૬ હિંદી રાષ્ટ્રીય મહાસભામાં જોડાયા

૧૮૮૮ પહેલી બંગાળી પ્રાંતિક પરિષદ

૧૮૯૦ મહાસભાના પ્રચારાર્થે ઇંગ્લંડ

૧૮૯૩ શાહીધારામંડળમાં ચૂંટાયા

૧૮૯૫ મહાસભાના પ્રમુખપદે

૧૮૯૭ વેલ્બી કમિશન માટે ઇંગ્લંડ

૧૯૦૦ 'બંગાળી'ને દૈનિક બનાવ્યું

૧૯૦૧ શાહી ધારામંડળની ચૂંટણીમાં હાર્યા

૧૯૦૨ મહાસભાના પ્રમુખપદે

૧૯૦૪ રિપન કૉલેજનું ટ્રસ્ટ કર્યું

૧૯૦૫ બંગભંગનો વિરોધ

૧૯૦૬ ધરપકડ અને સજા

૧૯૦૭ સુરત મહાસભામાં

૧૯૦૯ પ્રચારાર્થે ઇંગ્લંડ

૧૯૧૧ બંગભંગ રદ કરાવો

૧૯૧૩ વાઈસરૉયના ધારામંડળમાં ચૂંટાયા. અધ્યાપન છોડ્યું

૧૯૧૭ મહાસભામાંથી છૂટા પડ્યા

૧૯૧૮ મિતવાદી પરિષદના પ્રમુખપદે

૧૯૧૯ પ્રચારાર્થે ઇંગ્લંડ

૧૯૨૧–૨૩ બંગાળાના પ્રધાનમંડળમાં

૧૯૨૩ ધારામંડળની ચૂંટણીમાં પરાજય

૧૯૨૫ અવસાન



બં–૯

# વિશેષનામોની સૂચિ